# श्री कृष्णाश्रय ग्रंथ सटीक.

४०४५

## ॥ श्रीकृष्णाय नमः श्रीगोपीजन वल्लभाय नमः ॥

શ્રીમદ્વલ્લભાચાર્યજીએ આ કૃષ્ણાશ્રય ગ્રંથ પ્રગટ કરયો તેનાં ત્રણ કારણ છે.

૧ લું. આ જીવ જે છે તે પૂર્ણ બ્રહ્મનો અંશ છે. તેથી આ જીવના સ્થાનરૂપ શ્રી પુરૂષોત્તમ છે. જ્યારે આ જીવને અન્યાશ્રય દૂર થાય ત્યારે તે જીવ પ્રભુને પ્રાપ્ત થાય. તેથી આપે દયા કરી જે રીતથી જીવને આશ્રય સિદ્ધિ થાય તે રીત દેખાડવી.

૨ જું. કળિયુગમાં સર્વ સાધનનાં ફળ નાશ પામ્યાં. તેથી એક ભગવદાશ્રય જીવ કરશે તો તે જન્મ મરણથી છુટશે, બીજો ઉપાય નથી તે સારૂ આશ્રયની શ્રેષ્ટતા જણાવવી.

૩ જું. કળિયુગના જીવ મંદબુદ્ધિ, દ્રવ્યહિન, રોગી, અશક્ત એવા પ્રગટ થયા છે. એવા જીવોથી કાંઇ સાધન બનશે નહી. તે સારૂ જીવોને ભગવત્ પ્રાપ્તિ નિમિત્ત ભગવદાશ્રય કરાવવો.

એ ત્રણ કારણ સંક્ષેપમાં કહ્યાં. હવે તેને પ્રમાણ સહિત વિસ્તાર પૂર્વક કહિયેછિયે.

### ૧ લું કારણ.

શ્રી કૃષ્ણ છે તેજ પરબ્રહ્મ પૂર્ણ પુરૂષોત્તમ છે. તેને સારૂ અથર્વવેદના ઉપનિષદ્ વિષે કહ્યુંછે તે શ્રુતિ.

**कृष्णोवै परमं दैवं गोविंदा न्मृत्यु र्बिभेति ॥**

**श्रीगोपीजन वल्लभो भुवनानि दध्रे ॥**

**અર્થ.** શ્રી કૃષ્ણ પરમ દેવ છે, ગોવિંદ છે, જેનાથી કાળ ભય પામે છે, શ્રી ગોપીજનવલ્લભ છે, જેણે આ ચૌદ ભુવન (બ્રહ્માંડ) ધારણ કર્યાછે.

વળી બૃહદ્વામન પુરાણમાં શ્રુતિયોએ શ્રી કૃષ્ણની સ્તુતિ કરી છે અક્ષર ધામ વિષે તે શ્લોક.

**नारायणादि रुपाणि ज्ञातान्यस्माभिरच्युत ॥**
**सगुणं ब्रह्म सर्वेदं वस्तु बुद्धिर्नतेषुनः ॥१॥**
**ब्रह्मेति पठ्यते स्माभि र्यद्रूपं निर्गुणं परं ॥**
**वाङ्मनो गोचरातीतं ततोन ज्ञायते तुतत् ॥ २ ॥**

અર્થ. હે શ્રી કૃષ્ણ તમારાં નારાયણાદિ સ્વરૂપ જેટલાં બ્રહ્માંડમાં પ્રગટ છે, તે સર્વેને અમે જાણિયે છિયે. તે સર્વ સગુણ બ્રહ્મ છે તેમને વિષે અમારી નિર્ગુણ બુદ્ધિ નથી. ॥ ૧ ॥ અને અમે જેને બ્રહ્મ કરી વરણવીએ છિએ તે સ્વરૂપ નિર્ગુણ છે અને અક્ષરબ્રહ્મથી જુદુ છે. તે સ્વરૂપમાં તો અમારી મનવાણી પોચતી નથી અને તે સ્વરૂપ અમે જાણી શકતા નથી. માટે તે સ્વરૂપનાં અમને દર્શન આપો. ॥ ૨ ॥

વળી ગીતાજીમાં ભગવાને અર્જુન પ્રત્યે કહ્યું છે તે ૧૫ મા અધ્યાયનો ૧૮ મો શ્લોક.

**यस्मात् क्षर मतितोह मक्षरा दपिचोत्तमः ॥**
**अतोस्मि लोके वेदेच पृथितः पुरुषोत्तमः ॥१८॥**

અર્થ. હે અર્જુન ક્ષર કેહેતાં નાશવાન તે થકી પર, અને અક્ષર બ્રહ્મથી ઉત્તમ, જેને શાસ્ત્ર વેદ વિષે પ્રસિદ્ધ પુરૂષોત્તમ કહે છે તે હું છું.

વળી ભાગવતમાં અવતાર કથામાં કહ્યું છે તે પ્રથમ સ્કંધના ૩ જા અધ્યાયનો ૨૮ મો શ્લોક.

**एतेचांशकळाःपुंसः कृष्णस्तु भगवान्स्वयं ॥२८॥**

અર્થ. શ્રી શુકદેવજી કહે છે હે રાજા પરિક્ષત આ જે રામાદિક ચોવિસ અવતાર વર્ણન કર્યા તેમાં કોઈ અંશ અને કોઇ કળા અવતાર છે. અને શ્રી કૃષ્ણ સ્વયં (પોતે) પૂર્ણ ભગવાન છે.

એ પ્રમાણે અવતારી પુરૂષ એજ શ્રી કૃષ્ણ છે. સર્વના કર્તા, સ્વતંત્ર, નિઃસાધન ( સાધનરહિત ) જનના ઉદ્ધાર કર્તા એજ છે. શ્રુતિ, સ્મૃતિ, પુરાણે કરીને શ્રી કૃષ્ણજ પરબ્રહ્મ પૂર્ણ પુરૂષોત્તમ છે. બીજા બધા અવતાર શ્રી કૃષ્ણના અંશ છે. તેમ જીવ પણ અંશ છે એ સિદ્ધ થાય છે. તે માટે

શ્રીમદાચાર્યજી મહાપ્રભુજીએ શ્રી કૃષ્ણનોજ આશ્રય જીવને બતાવ્યો છે.

એ રીતે શ્રી કૃષ્ણને પૂર્ણબ્રહ્મ સ્થાપન કરી હવે જીવ તેમનો અંશ છે તે વિષે કહિયે છિયે. શ્રી ગીતાજીમાં ભગવાને અર્જુન પ્રત્યે કહ્યું છે તે ૧૫ મા અધ્યાયનો ૭ મો શ્લોક.

**ममैवांशो जीव लोके जीव भूतः सनातनः॥७॥**

**અર્થ.** આ લોક વિષે જીવ જે છે તે મારોજ અંશ છે. વળી ભાગવત એકાદશ સ્કંધમાં ૧૧ મા અધ્યાયના ૪ થા શ્લોકમાં ભગવાને ઉદ્ધવજી પ્રત્યે કહ્યું છે તે શ્લોક.

**एकस्यैव ममांशस्य जीवस्यैव महामते ॥**
**बंधोस्या विद्ययानादि विद्ययाच तथेतरः ॥४॥**

**અર્થ.** હે ઉદ્ધવ મારો અંશ એવો જે આ એક જીવ તેને બંધ અને મોક્ષ અવિદ્યા, વિદ્યાથી થાય છે. આ ઉપરથી સિદ્ધ થાય છે કે જીવ જે છે તે પરબ્રહ્મનો અંશ છે. ને પુરૂષોત્તમ તેના સ્થાન રૂપ છે તથા કારણ કાર્ય રૂપ છે. વાસ્તે આ જીવ જો એક પ્રભુનોજ આશ્રય કરે તો તેને તેના સ્થાન રૂપ જે પુરૂષોત્તમ છે તેમની પ્રાપ્તિ થાય. બીજાં સાધનથી તથા અંશાવતારની ભક્તિથી પ્રાપ્તિ થતી નથી. એ વિષે શ્રી ગીતાજીમાં ભગવાને અર્જુન પ્રત્યે કહ્યુંછે તે ૭ મા અધ્યાયનો ૨૩ મો શ્લોક અને ૮ મા અધ્યાયનો ૧૬ મો શ્લોક.

**देवान्देवयजो यांति मद्भक्ता यांति मामपि ॥२३॥**
**आब्रह्म भुवना ल्लोकाः पुनरावर्त्तिं नोर्जुन ॥**
**मामुपेत्यतु कौंतेय पुनर्जन्म नविद्यते ॥१६॥**

**અર્થ.** હે અર્જુન દેવતાના જે ભક્ત છે તે દેવતાને પ્રાપ્ત થાય છે, ને મારા ભક્ત મને પ્રાપ્ત થાયછે. ॥૨૩॥ આ બ્રહ્માંડમાં બ્રહ્મ લોક સુધી જીવ ઉંચો જાય તો પણ તે પાછો જન્મ મરણ પામે છે. પણ હે અર્જુન જે જીવ મને પ્રાપ્ત થાય છે. તે ફરી જન્મ પામતા નથી. ॥૧૬॥ વળી

ભાગવતના ૧૧ મા સ્કંધના પાંચમા અધ્યાયમાં કહ્યું છે તે શ્લોક.

**घोरे कळियुगे प्राप्ते सर्व धर्म विवर्जिते ॥**

**नारायण परासर्वे तेकृतार्था नसंशयः ॥**

**અર્થ.** ઘોર કળિયુગ પ્રાપ્ત થયે છતે જીવ સર્વ ધર્મ થકી વિવર્જીત (રહિત) થાયછે. તેમાં જે જીવ ભગવાનને શરણ થશે તે જીવ કૃતાર્થ થશે એમાં શંસય નથી. ॥ આથી એ સિદ્ધ થાય છે જે ભગવદાશ્રય વિના જીવને જન્મ મરણ દુઃખ છુટતુ નથી. માટે અન્યાશ્રયથી નિવર્ત્ત થઇને જીવે ભગવદાશ્રય કરવો. એ આશ્રયનું પ્રથમ કારણ કહ્યું.

**૨ જું કારણ.**

પદ્મ પુરાણે ભાગવતમહાત્મ્યે ૧ લા અધ્યાયનો ૩૪ મો શ્લોક.

**नयोगी नैव सिद्धोवा नज्ञानी सत्क्रियोनरः॥**

**काळि दावानळे नाद्य साधनं भस्मतांगतं ॥३४॥**

**અર્થ.** આ કળિયુગને વિષે કોઇ યોગી નહી, સિદ્ધ નહી, જ્ઞાની નહી, ક્રિયાચારસંપન્ન નહી એવા પુરૂષો થશે. કારણ કે કળિરૂપ જે દાવાનળ અગ્નિ તેણે કરીને સર્વ સાધન ભસ્મ (રાખોડી જેવાં) થઈ ગયા છે. ॥૩૪॥ એટલા સારૂ રાજા પરિક્ષત ખડ્ગ લેઇને કળિને મારતા હતા. પરંતુ તેમાં એક ગુણ દીઠો તેથી માર્યો નહી. તે ગુણ એ કે આ કળિયુગમાં સાધન વગર એક ભગવદાશ્રય થકીજ જીવનો ઉદ્ધાર થશે. વળી ભાગવત મહાત્મયના ૨ જા અધ્યાયનો ૧૩ મો શ્લોક.

**कळिना सदृशःकोपि युगो नास्ति वरानने॥१३॥**

**અર્થ.** નારદજી ભક્તિને કેહે છે જે હે ભક્તિ કળિયુગથી કોઈ યુગ શ્રેષ્ટ નથી. ॥૧૩॥ એ રીતે કળિયુગમાં સર્વ સાધન કરતાં ભગવદાશ્રય શ્રેષ્ટ છે એ આશ્રયનું બીજું કારણ કહ્યું.

**૩ જું કારણ.**

ભાગવત મહાત્મ્યે ૧ લા અધ્યાયનો ૩૧ મો શ્લોક.

**मंदाःसुमंद मतयो मंदभाग्या ह्युपद्रुताः**

## पाषंड निंरताः संतो विरक्ताः सपरिग्रहाः ॥३१॥

**અર્થ.** કળિયુગના જીવ મંદબુદ્ધિ, મંદભાગી, રોગી, અલ્પઆયુષિ, પાખંડી, શાસ્ત્રના જ્ઞાન વિના પોતાની કલ્પનાથી ચાલવાવાળા એવા અને વળી જે સંત, સંન્યાસી, ત્યાગી થશે તે સર્વ પરિગ્રહ ( દાનાદિક ) લેશે તથા ધનનો સંગ્રહ કરે એવા થશે. ॥ ૩૧ ॥ આ ઉપરથી એવું સિદ્ધ થાય છે કે સામર્થ્ય હીન જીવથી કાંઈ સાધન બનશે નહી. તે માટે શ્રી મહાપ્રભુજીએ ૧ સર્વેના કારણ પ્રભુછે, ૨ સર્વ સાધન નાશ થયાં છે, ૩ કર્ત્તા જીવ મંદભાગી છે, એ ત્રણે બાબતનો વિચાર કરી જીવના ઉદ્ધારાર્થ શ્રી કૃષ્ણનો આશ્રય કરાવવાને અર્થે આ ગ્રંથ કર્યોછે.

હવે આશ્રયનું સ્વરૂપ તે શું તે કહિયેછિયે. વિવેકધૈર્યાશ્રયના શ્લોક ૧૧, ૧૩.

## अशक्येवा सुशक्येवा सर्वथा शरणं हरिः ॥११॥
## एवं चित्ते सदा भाव्यं वाचाच परिकीर्त्तयेत् ॥१३॥

**અર્થ.** અશક્ય એટલે અશક્ત અવસ્થાને વિષે, સુશક્ય એટલે શક્તિમાન અવસ્થાને વિષે, સર્વથા હરિના શરણનોજ વિચાર કરે ॥ ૧૧ ॥ જેમ હરિ કરશે તેમ થશે એવીજ ચિત્તને વિશે સદા ભાવના કરવી, તથા વાણિએ કરીને પણ એમજ કેહેવું તેનું નામ આશ્રય. ॥ ૧૩ ॥

આ ઉપરથી વાદી આશંકા કરશે કે શ્રી ભાગવતમાં ૧૧ મા સ્કંધના ૧૧ મા અધ્યાયના ૧૦ મા શ્લોકમાં કહ્યું છે તે શ્લોક.

## दैवाधीने शरीरे स्मिन् ॥१०॥

**અર્થ.** દૈવ કેહેતાં અદૃષ્ટ ( નશીબ ) તેહેના સંચિત પુન્ય, પાપ તેને આધિન આ શરીર છે. ॥ ૧૦ ॥ ત્યારે સુખ દુઃખ વિષે હરિના શરણની ભાવના કરેથી શું ફળ થાય? ત્યાં સમાધાન કહિયે છિયે. કર્મ જે ક્રિયા તે તો જડરૂપ છે. તે ક્રિયાના ફળદાતા તો ઇશ્વર છે. તેથી જે જીવ હરિને શરણ જાય તેનું દુઃખ આપ દૂર કરે, અથવા અલ્પદંડ (હલકી શિક્ષા ) દેઇને દુઃખથી છોડાવે. પરંતુ બીજા જીવોની પેઠે તેને દુઃખ ભોગવાવે નહી. એ વિષે ગીતાજીમાં ૧૮ મા અધ્યાયના ૬૬ મા શ્લોકમાં અર્જુન પ્રત્યે ભગવાને કહ્યું છે તે શ્લોક.

**सर्वं धर्मान्परित्यज्य मामेकं शरणं व्रज ॥**
**अहंत्वां सर्व पापेभ्यो मोक्षयिष्या मिमाशुच ॥६६॥**

**અર્થ.** મારા વગર જેટલા ધર્મ છે તેને ત્યાગ કરીને એક મારે શરણુ આવ. હું તને સર્વ પાપથી છોડાવીશ અને મોક્ષ આપીશ. તું શોક કરીશ નહી. ॥ ૬૬ ॥ ઇત્યાદિ શાસ્ત્રમાં અનેક વચન છે કે કોઈ જીવ ભગવદાશ્રય કરે તેના પાપ દુઃખ દૂર થઇને ભગવદ્રસ આનંદની પ્રાપ્તિ થાય. તે માટે શ્રી મહાપ્રભુજીએ આ શ્રીકૃષ્ણાશ્રય ગ્રંથ કરવાને વિચાર કર્યો. તે દશ શ્લોકે કરીને પોતે શ્રીકૃષ્ણના આશ્રયની પ્રાર્થના કરે છે. એ શ્રીકૃષ્ણનો આશ્રય સિદ્ધ થવો આ જીવના હાથમાં નથી માટે આશ્રયની પ્રાર્થના પ્રભુને કરે છે.

**હવે આ ગ્રંથનો પ્રથમ શ્લોક કહિયે છિયે.**

**सर्व मार्गेषु नष्टेषु कळौच खळ धर्मिणि ॥**
**पाषंड प्रचुरे लोके कृष्ण एव गतिर्मम ॥१॥**

**અર્થ.** ખળ ધર્મ છે તથા પાખંડનો બહુ પ્રચાર ( ફેલાવ, વિસ્તાર ) લોકોમાં છે એવા આ કળિયુગ વિષે સર્વ માર્ગના પુરૂષાર્થ નાશ થયા છે એવા વખતે હે શ્રીકૃષ્ણ તમે મને આશ્રય હો. ॥ ૧ ॥ એ મૂળ શ્લોકનો અર્થ હવે તેનો ભાવાર્થ કહિયે છિયે.

ખળ ધર્મ એટલે કામ, ક્રોધ, લોભ, હિંસા, અસત્યાદિક નર્કના કારણના ધર્મ. તથા પાખંડ કેહેતાં વેદથી વિરૂદ્ધ ધર્મ આચરણ આ લોકમાં પ્રચુર કેહેતાં બહુ ફેળાએલાં છે. એવો જે આ કળિયુગ તેમાં સર્વ માર્ગ ( જ્ઞાન, કર્મ, યોગ, તપ, ઉપાસના ) ના પુરૂષાર્થ નાશ થયા ત્યાં હે શ્રીકૃષ્ણ તમેજ મારી ગતિ હો. એટલે આ લોક પરલોકમાં નિર્વાહના આશ્રય હો. એવી પ્રાર્થના આ દશ શ્લોકે કરીને શ્રી મહાપ્રભુજી કરેછે.

અહી વાદી આશંકા કરશે કે જગતગુરૂ વ્યાસજી એ લોક ઉદ્ધારના અર્થે કર્મ, જ્ઞાન, યોગ, તપ, ઉપાસના એવા માર્ગ પ્રગટ કર્યા છે. અને તમે કહોછો જે એ સર્વ માર્ગના પુરૂષાર્થ કળિયુગમાં નાશ થયા તેનું પ્રમાણ શું ? ત્યાં સમાધાન કહિયેછિયે. પદ્મ પુરાણે ભાગવત મહાત્મ્યે ૧ અધ્યાયના ૩૧, ૩૪-માં શ્લોક.

**मंदाःसुमंद मतयो मंदभाग्या ह्युपद्रुताः ॥**
**पाषंड निरताःसंतो विरक्ताःसपरिग्रहाः ॥३१॥**
**नयोगी नैव सिद्धोवा नज्ञानी सत्क्रियोनरः ॥**
**कलिदावानळेनाद्य साधनं भस्मतांगतं ॥३४॥**

**અર્થ.** કળિયુગના જીવ મંદબુદ્ધિ, મંદભાગી, રોગી, અલ્પઆયુષિ, પાખંડી, શાસ્ત્રના જ્ઞાન વિના પોતાની કલ્પનાથી ચાલવાવાળા, એવા અને વળી જે સંત, સન્યાસી ત્યાગી થશે તે સર્વે પરિગ્રહ ( દાનાદિક ) લેશે તથા ધન સંગ્રહ કરશે એવા થશે. ॥ ૩૧ ॥ આ કળિયુગમાં કોઈ યોગી નહી, સિદ્ધ નહી, જ્ઞાની નહી, ક્રિયાચારસંપન્ન નહી એવા થશે. કારણ કે આ કળિયુગરૂપી દાવાનળ અગ્નિએ કરીને સર્વે સાધન બળી રાખ થઇ ગયાંછે. ॥ ૩૪ ॥ એ પ્રમાણ સિદ્ધ કર્યું. હવે પ્રત્યક્ષ અનુભવ સિદ્ધ કહિયેછિયે.

કર્મ માર્ગનું ફળ નાશ થયું. તે કર્મ તો ૭ પ્રકારની શુદ્ધતા હોય ત્યારે ફળ થાય. અને વિપરીત હોયતો વિપરીત ફળ થાય અથવા નિષ્ફળ જાય. તેમાં કળિયુગથી સર્વે સાધન નાશ થયાં તેણે કરીને દેશ, કર્ત્તા, મંત્ર, કર્મ એ પણ નાશ થયાં તેનો વિસ્તાર આગળના ૨–૪–૫ મા શ્લોકમાં કહીશું. દ્રવ્યહિન જીવ થયા એટલે યજ્ઞાદિક શાનાથી કરે તે વિના કર્મ માર્ગનું ફળ ક્યાંથી થાય.

હવે જ્ઞાનમાર્ગનું ફળ નાશ થયું તે કહિયે છિયે, વેદના જ્ઞાન કાંડ વિષે **तत्वमसिसोहंब्रह्मास्मि** ઇત્યાદિ મહા વાક્ય કહ્યાં છે. પ્રભુ પોતે પણ અંશે કરીને કારણકાર્ય રૂપ ઇચ્છા કરીને થયાછે. તેને આજકાલના જ્ઞાની કારણ કાર્યરૂપ અનુભવ રહિત વિપરીત સમજે છે. **तत्वमसिः** એ મહા વાક્યમાં કહ્યું જે **तत्** તે **त्वं** તું **असि** છે, અને **सोहंब्रह्मास्मि** એટલે બ્રહ્મનું સ્વરૂપ, એકંદર અર્થ તે બ્રહ્મનું સ્વરૂપ તું છે. આ વાક્યમાંથી **तत्वमसिसः** પદ છોડીને **अहंब्रह्मास्मि** હું બ્રહ્મછું એમ માને છે. હવે મારે કોઈની ઉપાસના કરવી રહી નહી એમ માનીને ભજન, સ્મરણ, દર્શન, ધ્યાન એનો ત્યાગ કરીને પોતાને સ્વતંત્ર બ્રહ્મ માનેછે. પરંતુ એમ નથી સમજતા કે માયા, કર્મ મને ક્યાંથી લાગ્યાં જેણે કરીને હું જન્મ પામુંછું. બ્રહ્મતો માયા રહિત છે, સ્વતંત્ર છે, સર્વે કરવાને સમર્થછે, એમાંનું કાંઇ સામર્થ્ય તો મારામાં નથી. પિતા વિના હું પુત્ર થયો ક્યાંથી. એવી અજ્ઞાન દશા આજ કાળના

જ્ઞાનીને પ્રાપ્ત થઈ છે. વાસ્તે ગીતાજીના ૧૬ મા અધ્યાયના ૨૦ મા શ્લોક માં ભગવાને અર્જુન પ્રત્યે કહ્યું છે તે શ્લોક.

**आसुरींयोनि मापन्ना मूढा जन्मनि जन्मनि ॥**

**माम प्राप्यैव कौंतेय ततो यांत्यधमांगतिं ॥२०॥**

**અર્થ.** હે અર્જુન મારા ભજન સ્મરણ વિનાના જે જીવ છે તેને આસુરીયોનિ પ્રાપ્ત થાયછે. અને જન્મો જન્મ અજ્ઞાની થાય છે. તે મને પ્રાપ્ત થયા વિના અધમગતિને પામેછે. ॥ ૨૦ ॥ વળી ભાગવત્ ૧૦ મા સ્કંધ પૂર્વાર્દ્ધના ૧૪ મા અધ્યાયનો ૪ થો શ્લોક.

**श्रेयः स्रुतिं भक्ति मुदस्यते विभो ॥ क्लिश्यंतिये के वळ बोध लब्धये ॥ तेषामसौ क्लेशल एव शिष्य ते ॥ नान्यद्यथा स्थूळ तुषाव घातिनां ॥४॥**

**અર્થ.** જગતપિતા અને વેદના પ્રવર્તક જે બ્રહ્માજી તે કહે છે. જે હે પ્રભુ જીવનો ઉદ્ધાર કર્તા તથા આનંદ આપનારી એવી તમારી ભક્તિ ને છોડીને જે પુરૂષ આત્મબોધ જે બ્રહ્મજ્ઞાન તે પામવાને વાસ્તે ક્લેશ (તપ આદિ સાધન) કરે છે તેને પરિણામે ક્લેશજ હાથ લાગે છે. જેમ ધાન્ય જે ભાત (ચોખા) વગરનાં ડાંગરનાં છોડા (ફોતરાં) કુટે (ખાંડે) થી તેના હાથમાં છોડાં પડેછે; પરંતુ ધાન્ય પ્રાપ્ત થતું નથી. તેમ ભક્તિ વિના બ્રહ્મજ્ઞાન નિષ્ફળ છે, ॥ ૪ ॥ વળી ભાગવતમાં કહ્યું છે તે ૧ લા સ્કંધના ૫ મા અધ્યાયનો ૧૨ મો શ્લોક અથવા ૧૨ મા સ્કંધના ૧૨મા અધ્યાયનો ૫૧ મો શ્લોક.

**नैष्कर्म मप्य च्युत भाव वर्जितं ॥**

**न शोभते ज्ञान मळं निरंजनं ॥५॥**

**અર્થ.** કર્મ સફળતાને આપનારૂં સંપૂર્ણ એવું જે નિર્ગુણ જ્ઞાન તે-પણ ભક્તિ વિના નથી શોભતું. ॥ ૫ ॥ ઇત્યાદિ વાક્યે કરીને એ જણાવ્યું જે પ્રભુને વિશે ભક્તિ વિના બ્રહ્મજ્ઞાન સિદ્ધ થયું તે.પણ તે જ્ઞાને કરીને ભગવતપ્રાપ્તિ થતી નથી, તો એવા વિપરીત જ્ઞાને કરીને ફળ ક્યાંથી થાય. વળી ગીતાજીમાં ૭મા અધ્યાયના ૧૪ મા શ્લોકમાં કહ્યુંછે તે શ્લોક.

**मामेव येप्रपद्यंते माया मेतां तरंतिते ॥१४॥**

**અર્થ.** હે અર્જુન જે જીવ મારી શરણ આવે તેજ મારી માયાને તરે બીજું કોઈ તરી શકે નહી. ॥૧૪॥ વળી જીવને શ્રુતિ સ્મૃતિ વિષે ભગવાનનો અંશ કહ્યો છે. તેથી પણ જીવ સ્વતંત્ર બ્રહ્મ નથી તેને સ્વતંત્ર બ્રહ્મ માને છે. એવા વિપરીત જ્ઞાનથી જ્ઞાનમાર્ગનો નાશ થયો છે. હવે યોગ માર્ગનું ફળ નાશ થયું તે કહિયેછિયે. યોગમાં આઠ સાધન જોઈયે ૧ યમ, ૨ નિયમ, ૩ આસન, ૪ પ્રાણાયામ, ૫ પ્રત્યાહાર, ૬ ધ્યાન, ૭ ધારણા, ૮ સમાધિ. એ આઠ અંગ સાધે ત્યારે યોગનું ફળ સિદ્ધ થાય. પણ આ કળિયુગના જીવ જીભ્હા, ઉપસ્થ ( જીભ, મુત્રદ્વાર. ) એ બે ઇંદ્રિયો વશ કરી સક્તા નથી. તો આ આઠ અંગ એક એક મહા કઠણ છે તે તેનાથી ક્યાંથી બને તેથી યોગનું ફળ નાશ થયું છે.

હવે ઉપાસનામાર્ગ કહિયે છિયે. ઉપાસના એટલે પૂજામાર્ગ તે તો વિપરીત ( ઉલટા ) ભાવથી નાશ થયો. એવી રીતે કે પ્રથમ તો ભગવાનના સ્વરૂપ ( મૂર્ત્તિ ) વિષે એમ જાણે છે જે આતો મૂર્ત્તિ છે, અને ભગવાન તો બીજા છે. એવા ભાવથી રામાનુજ, માધ્વાચાર્ય ઇત્યાદિ સંપ્રદાયવાળા પણ દેશાટણમાં ભગવાનના સ્વરૂપને એક કંડિયામાં બંધ કરીને તે કંડિઓ ખુરજી ( ઘોડા ઉપર નાખવાના સામાન ભરવાના ખડીયા ) માં નાખી તે ખુરજી ઘોડા ઉપર નાખી પોતે તે ઉપર બેસે છે. એ રીતે તેમને ભગવદ્ સ્વરૂપમાં ભગવાનનો ભાવ નહી ત્યારે મૂર્ત્તિમાં ભગવાન કયમ પધારે, અને પૂજાનું ફળ તેમને ક્યાંથી મળે. વળી બીજું ભગવદ્સ્વરૂપ આગળ ભોગ ધરે છે. ત્યારે એમ માને છે જે પ્રભુ વાસના માત્ર લે છે આરોગતા નથી. એવી ભાવના કર્યાથી પ્રભુ કયમ આરોગે. વળી સામગ્રીમાંથી થોડા થોડા એક નાની થાળીમાં ભોગ ધરશીને પ્રભુ સન્નિધાન દેખાડી આવે છે. અને વચનથી પણ એમ કહેછે કે ઠાકોરજીને ભોગ દેખાડી આવ્યા. એવી એવી વિપરીત ભાવનાથી પૂજા માર્ગનું ફળ નાશ થયું. એ પ્રમાણે જીવોના ઉદ્ધારાર્થે જે સર્વ માર્ગ હતા તે સર્વ આ ઘોર કળિયુગે કરીને નાશ થયા. એવા કાળ વિષે હે **श्रीकृष्ण** તમેજ **मम** કહેતાં મને **गति** કહેતાં આશ્રય થાઓ. આમાં **श्रीकृष्ण** કહ્યા તે **कृष्ण** પદ કહેવાનો હેતુ એવો છે જે એ વિપ્રયોગાત્મક

(વિયોગરૂપી) નામ છે. ને શ્રી મહાપ્રભુજી વિષે સ્વામીનીજી (પતિવ્રતા સ્ત્રી) ભાવ છે માટે કેવળ શ્રીકૃષ્ણનીજ પ્રાર્થના કરિયેછિયે. અને બીજો હેતુ એવો છે જે સ્વામિનીજી સંયુક્ત રસાવિષ્ટ પ્રભુ બિરાજમાન હોય ત્યારે બીજા રસની પ્રાર્થના પ્રભુની ન કરવી. એ માટે પણ શ્રીકૃષ્ણ પદ કહ્યું છે. આ દશ શ્લોકમાં દશ રસની લીલા છે. પરંતુ તે અંતરંગ ભક્તોને અનુભવ યોગ્ય છે. આ રીતે પેહેલા શ્લોકે કરીને કાળ દોષનું વર્ણન કર્યું.

હવે બીજા શ્લોકે કરીને દેશ દોષ કહિયે છિયે.

**म्लेछाक्रांतेषु देशेषु पापैक निलये षुच ॥**
**सत्पीडा व्यग्र लोकेषु कृष्ण एव गतिर्मम॥२॥**

**અર્થ.** દેશો મ્લેછોએ કરીને આક્રાંત કેહેતાં વ્યાપ્ત છે. તેણે કરીને કેવળ પાપના નિલય કેહેતાં સ્થાન થઈ રહ્યા છે. અને સાધુઓને પીડાએ કરીને લોક વ્યગ્ર કેહેતાં વ્યાકુળ છે એવા દેશમાં શ્રીકૃષ્ણજ અમારી ગતિ થાઓ. ॥૨॥ એ મૂળ શ્લોકનો અર્થ. હવે પ્રમાણ કહિયેછિયે. પદ્મપુરાણે ભાગવત્ મહાત્મ્યે ૧ લા અધ્યાયનો ૩૩ મો શ્લોક.

**आश्रमा यवनै रुद्धा स्तीर्थानि सरितस्तथा ॥**
**देवता यतनान्यत्र दुष्टैर्नष्टानि भूरिशः ॥३३॥**

**અર્થ.** પવિત્ર દેશ યવન જે મ્લેછાદિકે કરીને રોકાઇ ગયા છે. તીર્થ નદી એના જે દેવતા હતા તે તીર્થમાંથી અંતરધ્યાન થઈ ગયા છે. કળિયુગે કરીને દુષ્ટોનાથી સર્વ તીર્થ નાશ થઇ ગયાં છે. અર્થાત દુષ્ટોનો વાસ પવિત્ર એવા જે કાશી અયોધ્યાદિક ક્ષેત્ર તેને વિષે થયો. ત્યાં હિંસાદિકપાતક થવા લાગ્યાં. તેથી પવિત્ર દેશ હતા તે પાપનાં સ્થાન થઈ ગયાં. હિંસાપાતકાદિકથી સત્પુરૂષોના મનમાં પીડા થવા લાગી તેથી તેમનાં પણ ચિત્ત વ્યગ્ર થયાં. ॥૩૩॥ અને વ્યગ્રચિત્ત હોય તો કાંઈ સાધન બની સકે નહી. તેથી પવિત્ર દેશમાં રહેથી પણ ફળસિદ્ધિ થતી નથી. એક શ્રી કૃષ્ણના આશ્રયથીજ ગતિ છે. વળી ભાગવતમાં કહ્યું છે તે ૧૨ મા સ્કંધના ૩ અધ્યાયનો ૪૦ મો શ્લોક.

**पुंसान्कलि कृतान्दोषान् द्रव्य देशात्म संभवान् ॥**

**सर्वान्हरति चित्तस्थो जगवान् पुरुषोत्तमः ॥४०॥**

**અર્થ.** પુરૂષોને કળિયુગે કરીને દ્રવ્ય, દેશ અને દેહથી થયા જે દોષ તે સર્વે દોષ ભગવદીના હૃદય વિષે બિરાજમાન ભગવાન ષડ્ગુણ ઐશ્વર્ય યુક્ત જે પુરૂષોત્તમ છે તેજ દૂર કરે છે. ॥૪૦॥

હવે ઇહાં વાદી આશંકા કરશે કે વેદ વિષે કહ્યું છે જે ભગવાન તો સર્વે પ્રાણિ માત્રના હૃદય વિષે બિરાજમાન છે. તેથી પવિત્ર દેશમાં રહ્યાથી સુર ( દેવતા ), અસુર ( દૈત્ય વગેરે ) સર્વને ફળ આપશે. શ્રીકૃષ્ણનો આશ્રય કર્યાથી શું વિશેષ ફળ છે? તેનું સમાધાન કહિયેછિયે. શ્રી ગીતાજીમાં કહ્યું છે તે નવમા અધ્યાયનો ૨૯ મો શ્લોક.

**समोहं सर्व जूतेषु नमे द्वेष्योस्तिन प्रियः ॥**
**येभजंति तुमां जक्त्या मयितेतेषुचाप्यहं ॥२९॥**

**અર્થ.** હે અઅર્જુન સર્વે પ્રાણિ મને સમાન છે. મને કોઈ દ્વેષી નથી અને પ્રિય પણ નથી. પરંતુ તેમાં જે પ્રાણિ મને સ્નેહે કરીને ભજે છે, તેના હૃદય વિષે હું પ્રગટ બિરાજુછું. અને તે મારે વિષે રેહે છે. ॥ ૨૯ ॥

આથી કરીને ભગવાને એમ જણાવ્યું કે પોતે ભક્તના હૃદય વિષે સ્વસ્વરૂપ પ્રગટ કરીને બિરાજમાન છે. અને અભક્તના હૃદય વિષે અંતરહિત બિરાજમાન છે. જેમ અરણીના કાષ્ટ વિષે અગ્નિ રહ્યો છે. પરંતુ તે અગ્નિ કાષ્ટને બાળી સકતો નથી. એજ અરણીના કાષ્ટને બીજા કાષ્ટ સાથે બહારથી મંથન ( એક બીજા સાથે ઘસવું ) કરે ત્યારે અંદરનો અગ્નિ બહાર પ્રગટ થઇને તે કાષ્ટને બાળીને અગ્નિ તુલ્ય કરે. તેમજ સર્વેના હૃદય વિષે ભગવાન છે. પરંતુ ભજન સ્મરણ દ્વારા બહારથી મથન કરે ત્યારે અંદરથી ભગવાન પોતાનું સ્વસ્વરૂપ પ્રગટ કરી આ જીવનો દોષ બાળી તેનો ઉદ્ધાર કરે. ભજન સ્મરણ રૂપી બહારના મંથન વગર ભગવાન જીવના હૃદય વિષે પ્રગટ નહી થાય. વળી એ વિષે ભાગવતમાં ૨ જા સ્કંધના ૮ મા અધ્યાયના ૪ થા શ્લોકમાં કહ્યું છે તે શ્લોક.

**श्रण्वतः श्रद्धया नित्यं ग्रणंतश्च विचेष्ठितं ॥**
**काळेन नाति दीर्घेण जगवान् विशते हृदि ॥४॥**

અર્થ. શ્રદ્ધાએ કરીને જીવ નિત્ય ભગવાનના ગુણાનુવાદ શ્રવણ કરે તથા ભગવાનનું સેવન કરે, એ પ્રમાણે ઘણા કાળ કરેથી ભગવાન તેના હૃદય વિષે પ્રવેશ કરે છે. ॥૪॥ વળી ભાગવતમાં કહ્યું છે તે ૧૨ મા સ્કંધના ૧૨ મા અધ્યાયનો ૪૭ મો શ્લોક.

**संकीर्त्यमानो भगवाननंतः ॥ श्रुतानुभावो व्यसनंहि पुंसां ॥ प्रविश्य चित्तं विधुनोत्य शेषं ॥ यथा तमोर्कों भ्रूवि वातिवातः ॥४७॥**

અર્થ. અનંત મહાત્મ્ય એવા જે ભગવાન્ તેમનું જીવ કીર્તન કરે, અનુભવમાં લાવે તથા વ્યસનાવસ્થા જીવની પ્રભુમાં જ્યારે થાય, ત્યારે પ્રભુ જીવના ચિત્ત (હૃદય) વિષે પ્રવેશ કરીને તેનાં સંપૂર્ણ પાપ બાળી નાખે. જેમ સૂર્યનો પ્રકાશ થયેથી સંપૂર્ણ અંધકાર દૂર થાય છે. ॥૪૭॥

આ બે શ્લોકે કરીને એમ જણાવ્યું જે ભજન સ્મરણ દ્વારાએ જીવના હૃદય વિષે પ્રભુ પ્રવેશ કરે છે. બીજા પ્રકારથી નહી એ સિદ્ધ થયું.

આ રીતે આ ગ્રંથના બીજા શ્લોકમાં દેશ દોષ અને ભગવાનની ભક્તિ વર્ણન કરી. હવે તીર્થ જે ગંગાદિક તે પણ કળિકાળે કરીને દોષ યુક્ત છે તે મૂળના ત્રીજા શ્લોકે કરીને કહિયેછિયે.

**गंगादि तीर्थ वर्येषु दुष्टैरेवा वृते ष्विह ॥ तिरोहिताधि दैवेषु कृष्ण एव गति र्मम॥३॥**

અર્થ. ગંગાદિક જે શ્રેષ્ટ તીર્થ છે તે પણ દુષ્ટ જે પાપી તેણે કરીને આવૃત કહેતાં ઘેરેલાં છે. તેથી તે તીર્થોના આધિદૈવિક દેવતા પણ ત્યાંથી અંતરધ્યાન થઇ ગયા છે. એવા સમયમાં હે શ્રીકૃષ્ણ તમેજ મને આશ્રય હો. ॥૩॥ એ મૂળ શ્લોકનો અર્થ હવે પ્રમાણ સહિત કહિયે છિયે.

શ્રી ભાગવતમાં ૯ મા સ્કંધના ૯ મા અધ્યાયમાં ભગીરથ રાજા અને ગંગાજીનો સંવાદ છે તે શ્લોક ૫–૬

**किंचाहं नभुवं यास्ये नरामय्या मृजंत्यघं ॥ मृजामि तदघं कुत्र राजंस्तत्र विचिंत्यतां ॥५॥**

**साधवो न्यासिनः शांता ब्रह्मिष्ठा लोक पावनाः ॥ हरं त्यघं तेंगसंगा त्तेष्वास्ते ह्यघभिद्धरिः ॥६॥**

અર્થ. શ્રી ગંગાજી કહે છે હે રાજા ભગીરથ આ ભરતખંડને વિષે દુષ્ટ પાપ કર્મવાળા પુરૂષો ઘણા છે. તે પાપી પ્રાણી મારે વિષે પાપને ધુવે વાંસ્તે હું પૃથ્વી ઉપર નહી આવું. તે પાપને હું ક્યાંથી શુદ્ધ કરૂં તે તું વિચાસ્ય, હું આધિદૈવિક રૂપે એવા પાપીઓનો સ્પર્શ નહી કરૂં. ॥૫॥ તે ઉપર ભગીરથ રાજા શ્રી ગંગાજીને કેહે છે. સાધુજનો, ત્યાગિયો (ફળની ઇચ્છા નથી જેમને એવા), શાંત સ્વભાવવાળા, બ્રહ્મનિષ્ટ, ને વળી લોકને પવિત્ર કરે એવા ભગવદિયોનો અંગ સ્પર્શ થાય તો પાપ નાશ પામે. કારણ કે તેમના હૃદયને વિષે પાપને છેદે એવા હરિ જે ભગવાન તે બિરાજમાન છે. ॥૬॥ આજના સમયમાં એવા ભગવદિયોનો સંગ ગયો તેથી તીર્થોના દેવતા આધિદૈવિક રૂપે તિરોધાન થયા છે. અર્થાત્ અભક્ત જે પાપી જ્યારે તીર્થમાં સ્નાન કરવા જાયછે તેને આવ્યો જાણીને તીર્થના દેવતા ત્યાંથી નીકળી જાયછે. ત્યારે કોરા જળમાં સ્નાન કરી તે બહિર્મુખ થાયછે. તેથી તીર્થના સ્નાનનું ફળ અભક્તને નથી થતું. અને ભક્ત જ્યારે સ્નાન કરવા આવે છે ત્યારે તેને તીર્થના સ્નાનનું ફળ થાય છે. વળી ભક્તને ફળની વાંછના હતી નથી; તે તો તીર્થ પવિત્ર કરવાને પધારેછે. વળી શ્રી ભાગવતના ૫ મા સ્કંધના ૧૮ મા અધ્યાયનો ૧૫ મો શ્લોક.—

**यस्यास्ति भक्ति र्भगवत्य किंचना सर्वैर्गुणै स्तत्र समासतेसुराः ॥ हराव भक्तस्य कुतोमहद्गुणा मनोरथें नासति धावतोबहिः ॥१५॥**

અર્થ. જે જીવની નિષ્કામ ભક્તિ પ્રભુમાં છે. તે જીવને સર્વ દેવ માત્ર ફળ આપવાને અનુકૂળ થાય છે. હરિથી વિમુખ જે જીવ છે તેને મ્હોટાના ગુણ ક્યાંહાંથી મળે. તે જીવ ખોટા મનોરથે કરીને બાહાર દોડતો ફરે તોપણ તેને કાંઈ ફળ મળે નહી. અર્થાત્ સર્વ ફળ આપવાને એક પ્રભુનો આશ્રયજ મુખ્ય છે. ॥ ૧૫ ॥ આ શ્લોકે કરીને તીર્થ દોષ સહિત છે તે કહ્યું. હવે કળિયુગમાં ધર્મનું આચરણ કરવાવાળા જે

પ્રાણીછે તે મુળના ૪ થા શ્લોકે કરીને કહિયે છિયે.

# अहंकार विमूढेषु सत्सु पापानु वर्तिषु ॥ लाभ पुजार्थ यत्नेषु कृष्ण एव गतिर्मम ॥४॥

**અર્થ.** જે સત્પુરૂષ કેહેવાયછે તે પણ અહંકારે કરીને વિમૂઢન્થયાછે, વિવેક રહિત છે તેથી તે સદા પાપજ કરે છે. લાભને વાસ્તે તથા પૂજાર્થ કેહેતાં સત્કારને વાસ્તે પ્રયત્ન કરેછે. સ્વધર્મ રહિત છે. એવા સમય વિશે શ્રીકૃષ્ણજ અમારી ગતિ થાય. ॥૪॥ એ મૂળ શ્લોકનો અર્થ. હવે ભાવાર્થ કહિયે છિયે.

કળિયુગમાં જે સત્પુરૂષ કેહેવાય છે તેજ વિશેષે કરીને મૂર્ખ છે, વિવેક રહિત છે. કેમ જે આ યુગમાં તમોગુણને મુખ્યતા છે. તેથી તમોગુણ પ્રેરિત જે શાસ્ત્ર તેની પ્રવર્ત્તિ વિશેશ છે. તે વિશે પદ્મપુરાણના ઉત્તરખંડમાં કહ્યું છે કે દૈત્યો જ્યારે વેદ માર્ગમાં પ્રવર્ત્ત થયા ત્યારે દેવતાઓથી વિશેશ સાધન કરવા લાગ્યા. અને વરદાન પામીને દેવતાઓને દુઃખ દેવા લાગ્યા. એ પ્રમાણે દેવતાઓને દુઃખી જાણીને શ્રીભગવાને શ્રી મહાદેવજીને કૈલાશમાં સિદ્ધ વડ નીચે સમાધિમાં આજ્ઞા કરી તે શ્લોક.—

**त्वंचरुद्र महाबाहो मोहनार्थ सुर द्विषां ॥ पाषंडाचरणं धर्म कुरुष्व सुरसत्तम ॥१॥ तथा पाशुपतं शास्त्रं त्वमेव कुरुसत्तम ॥ कंकाळ शैव पाषंड माहा शैवादि भेदतः ॥२॥ अवलक्ष्यमतं सम्यक् वेद बाह्या द्विजा धमाः॥ भस्मास्थि धारिणः सर्वे भविष्यंति नसंशयः ॥३॥**

**અર્થ.** હે રૂદ્ર, હે દેવતાઓમાં શ્રેષ્ટ, હે મોટા સામર્થ્યે વાળા, તમે દૈત્યોને મોહ કરવાને વાસ્તે પાખંડ ધર્મનું આચરણ કરો. ॥૧॥ પાશુપત, કંકાળ, શૈવ, મહાશૈવ, એ શાસ્ત્ર તમે કરો. ॥૨॥ એ શાસ્ત્ર જે બ્રાહ્મણ રૂડે પ્રકારે જોશે તે વેદથી વિરૂદ્ધ આચરણ કરશે, ભસ્મ, અસ્થિ (હાડકાં) ને ધારણ કરશે, મારાથી વિમુખ થશે, એમાં સંશય નથી. ॥૩॥

વળી ભાગવત્ ચતુર્થ સ્કંધના બીજા અધ્યાયમાં સર્વ ઋષિઓમાં મોટા ઋષિભૃગ્વાદિક જે ભગવાનની વિભૂતિ છે. તેમણે શ્રી મહાદેવજીને શ્રાપ દીધોછે તે શ્લોક ૨૬–૨૭–૨૮

**तस्यैवं ददतः शापं श्रुत्वाद्विज कुळायवै ॥ भृगुः प्रत्य सृजच्छापं ब्रह्म दंडं दुरत्ययं ॥२६॥ भवव्रत धरायेच येचतान् समनुव्रताः ॥ पाषंडि नस्ते भवंतु सच्छास्त्र परिपंथिनः॥२७॥नष्ट शौचा मूढधियो जटा भस्मास्थि धारिणः ॥विशंतुशिवदीक्षायांयत्रदैवंसुरासवन्॥२८॥**

**અર્થ.** બ્રાહ્મણને દંડ દેવા ફરી તેનું નિવારણ ન થાય એવો ભૃગ્વાદિક પ્રત્યે શ્રી માહાદેવજીના ગણ નંદિશ્વરે શ્રાપ દીધો. તે બ્રાહ્મણના કુળને શ્રાપ સાંભળીને શ્રી મહાદેવજી પ્રત્યે ભૃગ્વાદિકે શ્રાપ દીધો. ॥૨૬॥ શિવજીનું વ્રત ધારણ કરનારા અને તેને અનુસરીને રહે છે તે પાખંડી થાઓ. સત્શાસ્ત્ર જે વેદ, ગીતા, ભાગવત્ તેનાથી વિમુખ થાઓ. ॥૨૭॥ મૂઢ બુદ્ધિવાળા, જટા, ભસ્મ, અસ્થી ધારણ કરનારા, ક્રિયાચાર રહિત, અને જયાંહાં મુખ્ય કરીને મદિરાપાનછે જેમાં એવા શૈવી દીક્ષાવાળા થાઓ. ॥૨૮॥ એ શ્રાપ સર્વ બ્રાહ્મણ અને ભૃગુઋષિયે મળીને દીધો. તે ભૃગુઋષિ કેવા છે તે વિષે ગીતાજીમાં ભગવાને અર્જુન પ્રત્યે કહ્યું છે તે દશમા અધ્યાયનો ૨૪ મો તથા ભાગવત્‌માં ઉદ્ધવજી પ્રત્યે કહ્યું છે તે ૧૧ મા સ્કંધના ૧૬ મા અધ્યાયનો ૧૪ મો શ્લોક.

**महर्षिणां भृगुरहं ॥ इति वाक्यात् ॥१४॥**

**અર્થ.** મોટા ઋષિયોમાં ભૃગુઋષિ છે તે મારૂં સ્વરૂપછે. ॥૧૪॥ તે માટે તેમનો શ્રાપ આપેલો વ્યર્થ ન જાય એમ શાસ્ત્ર કહેછે. તે માટે શિવજીયે અગ્નિપુરાણમાં મારણ, મોહન, ઉચ્ચાટન, વશીકરણના અનેક મંત્ર તંત્ર, ઔષદ કહ્યાંછે. તથા ૫૬ તંત્ર કર્યાછે. તે મારગમાં ઘણા બ્રાહ્મણ પ્રવર્ત્ત થયા. પોતે પણ શંકરાચાર્ય થઇને શૈવ મારગ પ્રગટ કર્યોછે. તે મારગનું એ શૈવી બ્રાહ્મણ આચરણ કરતા થયા. તેથી સત્શાસ્ત્રમાં તેમને

વિશ્વાસ નથી. તે સર્વ શાસ્ત્ર જુદાં માને છે. ઉપાસના, કર્મકાંડ મિથ્યા માને છે. તે સારૂ મિતાક્ષરાના આઠમા અધ્યાયમાં પાશુપત, શૈવીને અડવાથી વસ્ત્ર સહિત સ્નાન કરવા લખ્યુંછે તે શ્લોક.

**शैवान् पाशुपतान् स्पृष्ट्वा लोकायांतिच नास्तिकान्॥**
**विकर्मस्थान् द्विजान् शुद्रान् सवासा जळमाविशीत्॥**

**અર્થ.** શૈવી, પાશુપત, સેવડા, જૈનમારગી, કર્મ ન કરતો હોય એવો બ્રાહ્મણ, શૂદ્ર (ભીલ, યવન ઈત્યાદિક) ને અડતાં વસ્ત્ર સહિત સ્નાન કરવું પડે. ॥ એમ ધર્મ શાસ્ત્રમાં કહ્યુંછે. તેથી એવા બ્રાહ્મણ કળિયુગમાં પ્રગટ થયા. ને તે શક્તિ મારગમાં પ્રવર્ત્ત થયા. જે મારગમાં મદિરાપાન, અભક્ષાભક્ષ (ન ખાવાનું ખાવું) કરેછે. માટે શ્રી ગીતાજીમાં ૧૭ મા અધ્યાયના ૪ થા શ્લોકમાં ભગવાને અર્જુન પ્રત્યે કહ્યું છે. તે શ્લોક.

**यजंते सात्विका देवान् यक्षरक्षांसि राजसाः ॥**
**प्रेतान् भूत गणान् श्चान्ये यजंते तामसा जनाः ॥४॥**

**અર્થ.** સાત્વિક પ્રાણિ, છે તે સાત્વિકદેવ જે વિષ્ણુ, નારાયણ તેમની ઉપાસના કરે છે. રાજસી જીવ યક્ષ, રાક્ષસ એમની ઉપાસના કરે છે. તામસી જીવ ભૂત, પ્રેત, ગણની અને બીજા ભૃષ્ટ દેવની ઉપાસના કરેછે. ॥૪॥ વળી ભાગવતમાં દસ્મસ્કંધના અઠયાશીમા અધ્યાયમાં કહ્યું છે તે શ્લોક ૩–૫ મો.

**शिवः शक्तियुतः शश्वन् त्रिलिंगो गुण संवृतः ॥**
**वैकारिक स्तैजसश्च तामस श्चेत्यहं त्रिधा ॥ ३ ॥**
**हरिर्हि निर्गुणः साक्षात् पुरुषः प्रकृतेः परः ॥**
**ससर्व दृगुपद्रष्टा तंभज न्निर्गुणो भवेत् ॥५॥**

**અર્થ.** શિવ શક્તિ યુક્ત છે, તેથી વૈકારિક (સાત્વીક), તૈજસ (રાજસ), અને તામસ એ ત્રણ્ય ગુણ સહિત છે. તેથી તેમની દ્વારા લૌકિક ભોગ જે દ્રવ્યાદિક તે મળે છે. ॥૩॥ અને વિષ્ણુ છે તે નિર્ગુ-

ણુ છે, અને પ્રકૃતિથી જુદા છે, અને સર્વના નેત્રથી અગોચર (ન દેખાય એવા) છે, તેમને ભજેથી નિર્ગુણ થાય છે. ।।૫।। વળી ભાગવત્ પ્રથમ સ્કંધના ૨ અધ્યાયના ૨૩ મા શ્લોકમાં કહ્યુંછે તે શ્લોક.

सत्वं रजस्तम इति प्रकृते र्गुणास्तै॥ र्युक्तः परःपुरुष एक इहास्यधत्ते ॥ स्थित्यादये हरि विरंचिहरेति संज्ञाः॥ श्रेयांसि तत्र खलु सत्व तनोर्नृणांस्युः॥२३॥

અર્થ. સત્વ, રજ, અને તમ એ ત્રણ્ય ગુણ માયાના છે. તે ગુણે યુક્ત જે પુરૂષ ( વિષ્ણુ, શિવ, બ્રહ્મા ) તે આ જગતની ચેષ્ટા (ઉત્પત્તિ, પ્રલયાદિક) કરે છે. તેમાં મોક્ષ તો વિષ્ણુ (સત્વગુણી) થી થાય છે. અને દ્રવ્યાદિક વૈભવ શિવ ( તમો ગુણી), બ્રહ્મા ( રજોગુણી) થી થાયછે. ।।૨૩।। એ ઈત્યાદિક વાક્યે કરીને કળિયુગના બ્રાહ્મણ દ્રવ્યાદિકના લોભને અર્થે બીજા દેવની ઉપાસનામાં પ્રવર્ત્ત થયા. શક્તિ મતમાં પ્રવર્ત્ત થયા તેથી તેમની રતિ કેહેતાં આશક્તિ સદા પાપમાં રહે છે. અહંકારે કરીને પોતાને પંડિત માને છે. તેથી કેવળ લૌકિકમાં પ્રતિષ્ઠાને અર્થ તેમનો યત્ન છે. મોક્ષને અર્થે યત્ન નથી, તેથી હે શ્રીકૃષ્ણ તમારા આશ્રયથીજ સર્વ ફળ પ્રાપ્ત થાય છે. એ પ્રમાણે ધર્મના આચરણ કર્ત્તા દોષ સહિત કહ્યા. હવે વેદના મંત્રનું ફળ થતું નથી તેનું કારણ મૂળના ૫ મા શ્લોકે કહિયે છિયે.

अपरि ज्ञान नष्टेषु मंत्रेष्व व्रत यौगिषु ॥ तिरोहितार्थ देवेषु कृष्ण एव गतिर्मम ॥५॥

અર્થ. વૈદિક, તાંત્રિક મંત્ર છે તે તો જ્યારે બ્રહ્મચર્યાદિક વ્રત પૂર્વક તથા જ્ઞાન પૂર્વક ધારણ કરે ત્યારેજ ફળ દેછે. ને આ સમયમાં અર્થજ્ઞાન, બ્રહ્મચર્યાદિક વ્રતનો સંયોગ કોઈમાં છે નહી તેથી મંત્રના અર્થ તથા દેવતા તિરોધાન થયા છે. મંત્ર નાશ પામ્યા સરખા થયાથી ફળ કેમ થાય. એવા સમયમાં હે શ્રીકૃષ્ણ તમારો આશ્રય અમને થાઓ. ।।૫।। એ મૂળ શ્લોકનો અર્થ હવે ભાવાર્થ કહિયેછિયે. આગળના શ્લોકમાં કર્તા દોષ સહિત કહ્યા. એવા વેદ વિરુદ્ધ બ્રાહ્મણથી વેદના દેવતા

તિરોધાન થયા. અને બ્રાહ્મણોએ પણ વેદનો પાઠ તથા અર્થ જ્ઞાનનું પ્રયત્ન છોડી દીધુંછે. તેથી અર્થજ્ઞાન નાશ થયું. તે વિષે શિક્ષામાં કહ્યુંછે તે શ્લોક

**मंत्रोहीनःस्वरतो वर्णतोवामिथ्या प्रयुक्तोनतमर्थमाह।**
**सवाग्वज्रो यजमानं हिनस्ति यथेंद्रशत्रुःस्वरतोपराधात्**

**અર્થ.** સ્વર અથવા વર્ણના જ્ઞાન વગર જો વેદના મંત્રનો પ્રયોગ કરે તો તેની વાણિ વજ્ર થઇને યજમાનનો લક્ષ્મી સહિત નાશ કરે. કેવી રીતે કે ત્વષ્ટાએ "ઈંદ્રિનો શત્રુ એટલે ઇંદ્રને મારે એવો શત્રુ" પ્રગટ થવાનું કહીને મંત્ર ભણિ અગ્નિમાં આહુતિ આપી. તે મંત્ર સ્વરહીન ભણ્યાથી "ઈંદ્રિ છે શત્રુ જેનો એટલે ઈંદ્રિ જેને મારે એવો" પ્રગટ થાઓ એવો અર્થ તે મંત્રનો થઇ ગયો. તેથી સુલટાનું ઉલટું થયું ઈંદ્રને મારનાર બદલે ઇંદ્ર મારે એવો વૃત્રાસુર પ્રગટ થયો અને તેને ઇંદ્રે માર્યો. તે વાત ભાગવતમાં પ્રસિદ્ધ છે. ॥ આ પ્રમાણે સત્યુગમાં ઉલટું થયું તો કળિયુગમાં થાય તેમાં શું આશ્ચર્ય. આથી આ કાળમાં મંત્રાદિક સર્વે પદાર્થને ભગવદ્ નામ શુદ્ધ કરેછે. તે વિષે શ્રી ભાગવતમાં ૮ મા સ્કંધના ૨૩ અધ્યાયના ૧૫ મા શ્લોકમાં શુક્રાચાર્યજીએ ભગવાન પ્રત્યે કહ્યુંછે તે શ્લોક.

**मंत्रतस्तंत्र तश्छिद्रं देश काळार्ह वस्तुतः ॥**
**सर्वं करोति निश्छिद्रं नामसंकीर्तन स्तव ॥१५॥**

**અર્થ.** મંત્ર, તંત્ર, દેશ. કાળ, એ સર્વ વસ્તુ દોષ સહિત છે. એ સર્વેને તમારૂં નામ નિર્દોષ કરેછે. ॥૧૫॥ તેથીજ કર્માદિક પૂર્ણ થવાને સારૂ યજ્ઞની પૂર્ણાહુતી કરતી વખત ભગવાનની સ્તુતિ કરેછે, તે માટે આશ્રય પ્રભુનો મુખ્ય છે. અને આ સમયમાં બ્રહ્મચર્ય વ્રત,. યોગ પણ કોઈમાં રહ્યા નથી એ વિષે શ્રી ભાગવતના ૬ ઠા સ્કંધના ૧લા અધ્યાયના ૧૨ મા શ્લોકની ટીકામાં શ્રીધરજીએ બ્રહ્મચર્યથી વિપરીત આઠ અંગ કહ્યાંછે તે શ્લોક.

**स्मरणं कीर्त्तनं केळि प्रेक्षणं गुह्यभाषणं॥संकल्पोध्यवसा**
**यश्च क्रिया निर्वृत्ति रेवच॥१॥एतन्मैथुन मष्टांगंप्रवदंति**

**मनीषिणः विपरीतं ब्रह्मचर्य मेतदेवाष्ट लक्षणं ॥२॥**

**અર્થ.** ૧ વિષયનું મનમાં સ્મરણ, ૨ મોઢેથી ઉચ્ચાર, ૩ સ્રિસંગ, ૪ આંખેથી વિષય દ્રષ્ટિથી જોવું, ૫ એકાંત સ્રિની સંગે ભાષણ કરવું, ૬ મનમાં કલ્પના કરવી, ૭ વિષયનું ધ્યાન, ૮ તેના આનંદમાં મગ્ન રેહેવું, ॥૧॥ એ મૈથુનનાં આઠ અંગ મૈથુન બરાબર છે એવું પંડિતો કહે છે. તે સર્વેનો ત્યાગ કરી રેહેવું તેજ બ્રહ્મચર્ય વ્રત. ॥૨॥ પણ આ સમયમાં તો સર્વ ઉપસ્થ ( લિંગ ) ઈંદ્રીને વસ્ય છે તેથી વેદ મંત્ર ફળ રૂપ થતા નથી. માત્ર એક હરિનો આશ્રય આ સમયમાં ફળ રૂપછે. હવે અનેક પ્રકારના વિવાદે કરીને સર્વ કર્મ અને વ્રત નાશ થયાં તે મૂળના છઠા શ્લોકે કરીને કહિયે છિયે.

**नाना वाद विनष्टेषु सर्व कर्म व्रतादिषु ॥**
**पाषंडैक प्रयत्नेषु कृष्ण एव गतिर्मम ॥६॥**

**અર્થ.** નાના પ્રકારના મતના વિવાદે કરીને યજ્ઞાદિકકર્મ તથા વ્રતાદિ સર્વ નાશ થઈ ગયા છે. તથા વેદ વિરૂદ્ધ મારગ તે પાખંડ મારગ કેવાય તેમાં સર્વેનો પ્રયત્ન જોવામાં આવે છે. એવી અવસ્થામાં શ્રીકૃષ્ણ અમારી ગતિ થાઓ. ॥૬॥ એ મૂળ શ્લોકનો અર્થ કર્યો હવે ભાવાર્થ કહિયે છિયે. અનેક મતના ને અનેક તરેના જુદા જુદા વાદથી આ કળિયુગમાં સર્વ કર્મ નાશ થયાં. જે કાર્યમાં કૃતિ (ક્રિયા) રહી છે. તેનું નામ કર્મ, તે સર્વ કર્મ ભગવત્ પ્રાપ્તિને અર્થે શાસ્ત્રમાં નિરૂપણ કર્યાં છે. ઇહાં કોઈ એવી આશંકા કરશે કે શાસ્ત્ર સર્વેને પ્રમાણ છે અને તે એક વેદવ્યાસજી કૃત છે ત્યારે એ જુદા જુદા વાદ કેમ થયા ? તેનું સમાધાન કહિયે છિયે. શ્રી ગીતાજીના ૨ અધ્યાયનો ૪૫ મો શ્લોક.

**त्रैगुण्य विषया वेदा निस्त्रैगुण्यो भवार्जुन ॥४५॥**

**અર્થ.** શ્રીકૃષ્ણ કેહેછે હે અર્જુન વેદ છે તે ત્રિગુણાત્મક ( સત્વ, રજ, તમ) છે તું ગુણ રહિત થા. ॥ ૪૫ ॥ વળી શ્રી ગીતાજીના ૧૫ મા અધ્યાયનો ૧૫ મો શ્લોક.

**वेदैश्च सर्वै रहमेव वेद्यो वेदांत कृद्वेद विदेवचाहं॥१५॥**

અર્થ. સર્વ વેદે કરીને હું જાણવા યોગ્ય છું. આ વેદનો કર્ત્તા હુંજ છું. તથા વેદનો જાણનાર પણ હુંજછું. ॥૧૫॥ વળી પુરાણ પણ ત્રિગુણાત્મકછે તે વિષે કૂર્મ પુરાણમાં કહ્યુંછે તે શ્લોક.

**मात्स्यंकूर्मं तथालिंगं शैवं स्कांदं तथैवच ॥आग्नेयंच षडैतानि तामसानि निबोधमे॥१॥ वैष्णवं नारदीयंच तथा भागवतं शुभं ॥ गारुडंच तथा पाद्म्यं वाराहं शुभ दर्शने ॥ २ ॥ सात्विकानी पुराणानि विशेषेण शुभानिवै ॥ ब्रह्मांडं ब्रह्मवैवर्त्तं मार्कंडेयं तथैवच ॥३॥ भविष्यं वामनं ब्राह्म्यं राजसानि निबोधमे ॥ सात्विका मोक्षदा प्रोक्ता राजसा स्वर्गदा शुभाः ॥ ४ ॥ तथैव तामसा देवी निरय प्राप्ति हेतवः ॥ तथैव स्मृतयः प्रोक्ता ऋषिभि स्त्रिगुणात्मिका ॥५॥**

અર્થ. ૧ મચ્છ, ૨ કૂર્મ, ૩ લિંગ, ૪ શિવ, ૫ સ્કાંદ ૬ અગ્નિ એ ૭ પુરાણ તામસી છે. ॥ ૧ ॥ ૧ વિષ્ણુ, ૨ નારદ, ૩ ભાગવત, ૪ ગરૂડ, ૫ પદ્દ્મ, ૬ વારાહ એ ૭ પુરાણ ॥૨॥ સાત્વિક છે. અને વિશેષે શુભ કરનારાં છે. ૧ બ્રહ્માંડ, ૨ બ્રહ્મવૈવર્ત્ત, ૩ માર્કંડેય, ॥૩॥ ૪ ભવિષ્ય, ૫ વામન, ૬ બ્રહ્મ એ ૭ પુરાણ રાજસી છે. એ ૧૮ પુરાણમાં ૬ પુરાણ સાત્વિક છે. તેમાં સાત્વિક દેવ જે શ્રી ઠાકોરજી તેમનું વર્ણન છે, તેમાં જે સાધન કહ્યાંછે તેથી જીવનો મોક્ષ થાય છે. અને ભગવત્ પ્રાપ્તિ થાય છે. બીજાં ૬ પુરાણ જે રાજસી છે તેમાં ભગવાનના અંશાવતાર તથા દેવતાઓનું વર્ણન છે. તેમાં જે સાધન કહ્યાંછે તેથી બ્રહ્મ લોક તથા સ્વર્ગ લોક મળે પણ પુણ્ય ક્ષીણ થયે ફરી તે જીવનો પ્રથ્વીમાં જન્મ થાય. ॥૪॥ બીજાં ૬ પુરાણ જે તામસી છે. તેમાં શિવ, શક્તિ, ગણપતિ, રૂદ્રાદિકનું વર્ણન છે. તેની ઉપાસનાથી પાતાળ સુધી જીવ જાય અને ફરી પાછો પૃથ્વીમાં જન્મે છે. અને પાપ યુક્ત કર્મનું આચ-

રણ કરે તો નર્કમાં જાય. જેમ શક્તિ ( દેવી ) ઉપાસનામાં અભક્ષાભક્ષ (ન ખાવાનું ખાવું) તથા મદીરાપાન ( દારૂ પીવો ) બ્રાહ્મણ કરેછે. એ રીતે પુરાણ ત્રિગુણાત્મક છે. તેમજ ઋષિયોએ કરેલી સ્મૃતિયો પણ ત્રિગુણાત્મક છે. ॥૫॥ આ રીતે વેદ, પુરાણ સ્મૃતિ એ સર્વ ત્રિગુણાત્મક છે. તેમાં ઉપાસના તથા સાધન ફળછે તે પણ ત્રિગુણાત્મક છે. તેથી તેમની ઉપાસનાથી જીવને વારંવાર જન્મ મરણ છુટતું નથી. અને પ્રભુની ઉપાસના છે તે નિર્ગુણ છે. તેના સાધન ફળ પણ નિર્ગુણ છે. ને જીવને મોક્ષ તો નિર્ગુણ થયેથી થાય છે. ત્રિગુણાત્મક દેવોની ઉપાસનાથી થતો નથી. આ સિદ્ધાંત શ્રી ઠાકોરજીએ વેદ પુરાણમાં જણાવ્યો છે. ને અન્ય દેવતાના ઉપાસિક જે જીવ છે તે શાસ્ત્રનો હારદ સમજ્યા વિના નિર્ગુણની ઉપાસનામાં નાના પ્રકારના સિદ્ધાંત મેળવે છે. તેથી અનેક મતવાળા જુદી જુદી તરેહના વિવાદ કરે છે. એ નાના પ્રકારના મતના વિવાદ થવાનું કારણ કહ્યું. હવે વાદી આશંકા કરશે કે આ ત્રિગુણાત્મક શાસ્ત્ર પ્રભુએ કેમ પ્રગટ કરયાં અને એકજ નિર્ગુણ શાસ્ત્ર પ્રભુએ કેમ પ્રગટ ન કર્યુ ? તેનું સમાધાન કહિયે છિયે. જે સમયે પ્રભુએ બ્રહ્માંડ ઉત્પન્ન કરવાની ઈચ્છા કરી તે સમે જીવોમાં ત્રણ ગુણ માયાના મૂકયા. કોઇમાં સાત્વિક, કોઇમાં રાજસ, કોઇમાં તામસ અને કોઇમાં પોતે નિર્ગુણ એ ચાર પ્રકારના જીવ અને દેવ પ્રગટ કર્યા. તે તે ગુણે કરીને એ જીવ તે તે કાર્યના ગુણમાં પ્રવર્ત્ત થયા. તેણે કરીને કર્મનાં મૂળ બંધાયાં. તે કર્મ બંધને કરીને સૃષ્ટિ ફેલાઇ. તે ૧૪ લોક ૬ વૈકુંઠ સુધી. ઊંચે નીચે જવા લાગી. સર્વ લોકમાં વસ્તી થઈ, આ રીતિયે વિચિત્ર રમણ પોતે પ્રગટ કર્યુ છે તે વિષે ભાગવતમાં કહ્યુંછે તે શ્લોક.

## क्रिडा भांड मिदंजगत् ॥ इति वाक्यात्

અર્થ. આ જગત્ છે તે પ્રભુનું રમણ પાત્રછે. તેમાં જીવ અંતર્યામી રૂપ કરીને પોતે રમણ કરે છે. ॥

હવે આસુરી મતવાળા આમાં આશંકા કરશે કે આ ત્રણ ગુણ સ્વભાવના છે. પ્રભુએ જીવમાં મુકયા નથી. પ્રભુએ મુકયા એમ કહ્યાથી પાપ અને પૂણ્ય કરાવનાર પ્રભુ થાય છે. અને એ દોષ પ્રભુ ઉપર રહે છે. પ્રભુ તો કોઈનું સારૂ, નરતું કરતા નથી. જીવને સારી, નરતી સંગતથી

તેની સારી, નરતી બુદ્ધિ થાય છે. ત્યાં સમાધાન કહિયેછિયે જે સંગત પ્રમાણે બુદ્ધિ એ મનુષ્ય દેહ વિષે સંભવે છે. પરંતુ જનાવર વિષે સંભવતી નથી. કેટલીક ગાય, ભેંસ, ઘોડા ગરીબ હોય છે કોઇને લાત મારતા નથી. અને કેટલાક ઉગ્ર સ્વભાવના હોય છે. કોઈ પાસે આવે તો લાત મારે છે, કરડે છે. તેમને સંગતનું પ્રમાણ ક્યાં છે. વળી સિંહ, સર્પાદિક એમનામાં ઉગ્ર સ્વભાવ જોવામાં આવેછે. એ રીતે જીવોમાં સ્વભાવિક ગુણ પ્રભુએ મુક્યાછે તેનો દોષ પ્રભુ ઉપર રહેતો નથી. કારણ કે મનુષ્ય દેહ વિષે જીવ ગુણને આધિન થઇને રાજસ, તામસ, સાત્વિક, નિર્ગુણ એ ચાર પ્રકારના કર્મનું આચરણ પોતાની દેહના સુખને અર્થે કરે છે. તેમાં કર્ત્તા પોતાને માને છે. તેથી ગુણ દોષનો ભોક્તા તે પોતે થાય છે. ખોટા કર્મનું જ્ઞાન તેને છે. તેથી તે ખોટા કર્મનું આચરણ કરે છે ત્યાં તેના અંતર્યામી ભગવાન તેને ખોટા કર્મ કરવાની અંદરથી ( -હૃદયમાંથી ) મના કરેછે. પરંતુ તે જીવ માનતો નથી ને તમો ગુણે કરીને ચોરી, હત્યાદિક કરેછે. વળી શાસ્ત્ર પ્રભુએ પ્રગટ કર્યાં છે તેમાં ખોટાં કર્મ કરવાની મના કરી છે. વળી લોક પ્રસિદ્ધ પણ સર્વ ખોટાં કર્મની નિંદા કરે છે. અને રાજા પણ શિક્ષા કરે છે. એ ત્રણ તરેથી અંતર્યામીએ શાસ્ત્ર લૌકિકે કરીને ખોટાં કર્મ તજવાને જીવને પ્રસિદ્ધ રીતે જણાવ્યું છે. તોપણ એ જીવ પોતાના સ્વાર્થ આગળ કાંઇ જોતો નથી. તેથી એ ખોટાં કર્મના દોષ તે જીવને લાગે છે. પ્રભુને કાંઇ લાગતું નથી. પ્રભુ કાંઈ જીવ પાસે ખોટાં કર્મ કરાવતા નથી એ જીવ પોતાની વાસનાથી કરે છે. તેથીજ જન્મ, મરણ, નરક, સ્વર્ગ તે જીવને ભોગવવું પડે છે. તે વિષે શ્રી ગીતાજીમાં ભગવાને અર્જુન પ્રત્યે કહ્યું છે તે ૧૩ મા અધ્યાયનો ૨૨ મો શ્લોક.

**पुरुषःप्रकृति स्थोहि भुंक्ते प्रकृति जान्गुणान् ॥**
**कारणं गुण संगोस्य सदसद्योनि जन्मसु ॥२२॥**

**અર્થ.** પુરૂષ પ્રકૃતિમાં મળી પ્રકૃતિથી ઉત્પન્ન થયા જે ગુણ તે પોતાના માનીને ભોગવે છે. તે ગુણના સંગે કરીને વારંવાર સારી નરતી યોનિમાં જન્મ લેછે. ॥૨૨॥ વળી અર્જુને ભગવાન પ્રત્યે પુછ્યું તે શ્રી

ગીતાજીના ૩ જા અધ્યાયનો ૩૬ મો શ્લોક.

**अथकेन प्रयुक्तोयं पापंच राति पुरुषः ॥**
**अनिछन्न पिवार्ष्णेय बळादि वनियोजिताः ॥३६॥**

**અર્થ.** હે શ્રીકૃષ્ણ આ પુરૂષ પાપ કોના પ્રેરવાથી કરે છે. તેની ઇચ્છા વિના થાયછે કે શું ? જેમ કોઇએ બળાત્કારથી પ્રેરણા કરી હોય એમ કરેછે. ॥ ૩૬ ॥ ત્યાં ભગવાન કહે છે તે એજ અધ્યાયના ૩૭–૩૮–૩૯ મા શ્લોક.

**कामएषः क्रोधएषः रजोगुण समुद्भवः॥महाशनो महा पाप्मा विद्ध्येन मिहवैरिण ॥३७॥धूमेना व्रियते वन्हि र्यथादर्शोमळेनच॥यथोल्वेनावृतोगर्भस्तथातेनेदमावृतं ॥३८॥ आवृतंज्ञान मेतेन ज्ञानिनो ।नित्य वैरिणा॥३९॥**

**અર્થ.** હે અર્જુન કામ ક્રોધાદિક રજોગુણથી ઉત્પન્ન થાય છે. તે એવા છે કે સર્વનો વિનાશ કરે, ઘણા આહારવાળા છે અને મહા પાપ રૂપ છે તેને વૈરી સમજ. ॥ ૩૭ ॥ જેમ ધુવાડે કરીને અગ્નિ, મેલે કરીને દર્પણ, અને ચર્મ ( ઓરે ) કરી ગર્ભ વિંટાયલો છે. ॥ ૩૮ ॥ તેમ નિત્ય એટલે સદાનો વૈરિ એવા કામ ક્રોધાદિકથી જ્ઞાન વિંટાયલું છે. ॥૩૯॥ આ શ્લોકે કરીને પ્રભુએ જણાવ્યું જે આ જીવ ગુણકાર્યથી જન્મ લેછે. વળી શ્રી ભાગવતના ૧૧ મા સ્કંધના ૨૦ મા અધ્યાયના ૧૬ મા શ્લોકમાં કહ્યુંછે તે શ્લોક.

**नृदेहमाद्यं सुलभं सुदुर्ल्लभं प्लवं सुकल्पं गुरु कर्ण धारं॥ मयानु कुळेन नभस्वतेरितं पुमा न्भवाब्धि नतरेत्स आत्महा ॥१६॥**

**અર્થ.** પ્રથમ મનુષ્ય દેહ મળવી દુર્લભ તે સેહેલથી તેને પ્રાપ્ત થઈ છે. વળી જ્ઞાન રૂપી નાવ મળી છે. તેને પાર ઉતારે એવા ગુરૂ મેં પ્રગટ કર્યા છે નાવ ચલાવવાને પવન જોઇએ તે રીતે હું તેને અનુકુળ છું.

એવો જોગ બન્યો છે તે છતાં જે મનુષ્ય આ ભવરૂપી સમુદ્રપાર ઉતારવાને નથી ચાહાતો તે આત્મહત્યારો છે. વળી શ્રી ગીતાજીમાં કહ્યું છે તે ૬ ઠા અધ્યાયનો ૬ ઠો શ્લોક.

**बंधु रात्मात्मन स्तस्य येनात्मै वात्मनाजितः ॥**
**अनात्म नस्तु शत्रुत्वें वर्त्ते तात्मैव शत्रुवत् ॥६॥**

**અર્થ.** જેણે દેહવડે આત્માને ઓળખ્યોછે. તે દેહ તેનો સાચો મિત્ર છે. અને જેણે દેહવડે આત્માને જાણ્યો નથી તો તે દેહ તેના શત્રુપણે વર્તેછે. ॥૬॥ આ બે શ્લોકે કરીને એમ જણાવ્યું જે જેણે પોતાનું સ્વરૂપ જાણ્યું જે હું ક્યાંથી આવ્યો, હવે ક્યાં જઇશ, હું કોનો અંશછું, મારા પ્રભુ કોણ છે, હું જન્મ મરણથી કેઇ રીતે છુટીશ, એવું જ્ઞાન જેને રહે છે તે પોતાનો મિત્ર છે. અને એટલી વાતનો વિચાર જેણે કર્યો નહી તે પોતાનો શત્રુંછે. માટે જીવે પ્રભુ પામવાની વાસના રાખવી. સંસારના સુખની વાસના રાખવી નહી કાંકે તેથી જન્મ મરણ થાય છે તેમાં ભગવાનનો દોષ નથી. હવે વાદી આશંકા કરશે કે, ત્રિગુણાત્મક શાસ્ત્ર પ્રભુએ કયમ પ્રગટ કર્યાં ? તેનું સમાધાન કહિયે છિયે. જે ત્રિગુણાત્મક જીવને વાસના પ્રમાણે ફળ આપવા નિમિત્ત ભગવાન પોતે કલ્પવૃક્ષવત્ બિરાજમાન છે. તે વિષે ભાગવત્ ૧૦ મા સ્કંધ પૂર્વાર્દ્ધના ૩૮ મા અધ્યાયના ૨૦ મા શ્લોકમાં કહ્યુંછે તે શ્લોક.

**नतस्य कश्चिद्दयितः सुहृत्तमो नचाप्रियोद्वेष्य उपेक्ष्य एववा॥ तथापि भक्तान् भजते यथा तथा सुर द्रुमोयद्व दुपाश्रितोर्थदः ॥२०॥**

**અર્થ.** પ્રભુને કોઇ પ્રિય નથી, કોઈ દ્વેષિ નથી, તથાપિ ભકતોને ભજનથી ફળ આપે છે. જેમ કલ્પવૃક્ષ પાસે જઈ જેવી વાંછના કરે તેવું ફળ મળે. ॥૨૦॥ ત્રિગુણાત્મક જીવ દ્રવ્ય, પુત્રાદિક, સ્વર્ગની વાંછનાથી શિવ, બ્રહ્મા, શકિત એ દેવોને ભજે છે. તે દેવતાદ્વારા પ્રભુ તેને તે તે ફળ આપે છે. તે વિષે શ્રી ગીતાજીમાં કહ્યુંછે તે ૭ મા અધ્યાયનો ૨૨ મો શ્લોક.

**लभतेच ततः कामन् मयैव विहितान् हितान्॥२२॥**

**અર્થ.** એ દેવતાઓ દ્વારા તેમની કામનાનો દેવા વાળો હુંજ છું. ॥૨૨॥ એ રીતે ત્રિગુણ ઉપાસનાથી મોક્ષફળ પ્રભુ આપે છે. તેને લીધે ત્રિગુણાત્મક શાસ્ત્ર પ્રભુએ કર્યાં છે. તે સર્વ જીવને સુખ આપવાને લીધે છે. પરંતુ સાર, અસાર સુખનો જીવ વિચાર નથી કરતો. અને પોતાનું મહત્વ વધારવાને માટે વેદ વિરૂદ્ધ અનેક પ્રકારના મિથ્યા વાદ કરે છે. તેથી સર્વ કર્મનો નાશ થયો. કર્મકાંડ, ઉપાસના કાંડના અંદર સર્વ કર્મ રહ્યાં છે તેમાં જે વિવાદ છે તે કહિયે છિયે. ૧ પેહેલો પ્રભુનાં ચિન્હ અંગાદિકમાં ધારણ કરવાં (તિલક) તે વિષે વાદ, ૨ બીજો પ્રભુના પૂજન વિષે, ૩ ત્રીજો યજ્ઞાદિક વિષે, ૪ ચોથો વ્રતાદિક વિષે તે સર્વ હવે વિસ્તાર પૂર્વક કહિયેછિયે. તિલકવાદ વિષે બ્રાહ્મણાદિક કેહે છે જે બ્રાહ્મણે તો ત્રિપુંડ્ર ( ત્રણલીટીનું આડું ટીલું ) કરવું. ભસ્મ ધારણ કરવી, અને રૂદ્રાક્ષની માળા ધારણ કરવી યોગ્યછે. અને ઉર્દ્ધપુંડ્ર તીલક (ઉભું ટીલું), તુળશીની માળાને અયોગ્ય માનેછે. તેને સારૂ પદ્મપુરાણમાં કહ્યું છે તે શ્લોક.

वर्तुळं तीर्यग छिद्रं ह्रस्वं दीर्घ तरंतनु ॥
वक्रं विरूपं वृद्धाग्रं भिन्न मूळं पदच्युतं ॥१॥
हरेः पदाकृतिःकार्यं उर्द्धपुंड्रं मनोहरं ॥२॥

**અર્થ.** ૧ વર્તુળ(ગોળ), ૨ ત્રિપુંડ્ર ( આડું ), ૩ ચીરા વગરનું ૪ નાનું (ટુંકુ), ૫ મોટું (લાંબુ), ૬ બનેલકીર જુદી, ૭ વાંકું, ૮ એકલકીર જાડી એક પાતળી, ૯ ઉપરથી બાંધેલું, ૧૦ મૂળવગર એટલે બે છુટી લીટિયો વાળું એટલાં તિલક ભગવદ્દચરણાર્વિંદની આકૃતિનાં નથી. ॥ ૧ ॥ માટે ભગવદ્ ભક્તે તો સદા ભગવદ્ ચરણાર્વિંદ માથા ઉપર ધારણ કરવું જોઇએ. ભગવાનના ચરણની આકૃતિ તો ઉર્દ્ધપુંડ્રમાં છે. ॥ ૨ ॥ વળી ઉર્દ્ધપુંડ્ર એટલે ભગવાનના ચરણાર્વિંદની આકૃતિના તિલક વિષે અથર્વ વેદમાં કહ્યું છે તે.

हरेःपदाकृति मात्मनो हितायमध्ये छिद्रंयो धारयति॥ स परस्पर प्रियो भवति स पुण्यवान् भवति स मुक्तिवान् भवति ॥

અર્થ. ભગવાનના ચરણની આકૃતિનું તિલક કર્યાથી સર્વેને પ્રિય થાય છે, પુણ્યવાન્ થાય છે તથા મુક્તિનો અધિકારી થાય છે. ॥ વળી વિષ્ણું-ધર્મોત્તર પુરાણમાં ત્રિપુંડ્ર તિલક નિષિદ્ધ કહ્યુંછે તે શ્લોક.

**त्रिपुंड्रं ब्राह्मणो विद्वान् लीलयापि नधारयेत् ॥**
**त्रिपुंड्र धारणात् विप्रः पतत्येव नसंशयः ॥१॥**
**त्रिपुंड्र धारिणो नित्यं जस्म धूळित विग्रहाः ॥**
**भविष्यंति त्रयोबाह्या मिथ्याज्ञान प्रलापिनः ॥२॥**

અર્થ. ત્રિપુંડ્ર કહેતાં આડું ટીલું રમતને લીધે હાંસી મસ્કરીમાં પણ વિદ્વાન બ્રાહ્મણે ધારણ કરવું નહી. જો કોઇ બ્રાહ્મણ ત્રિપુંડ્ર ધારણ કરે તો તે પતિત થાય તેમાં સંશય નથી. ॥૧॥ ૧ ત્રિપુંડ્રધારી, ૨ ભસ્મધારી, ૩ મિથ્યાજ્ઞાનના કેહેનારા એ ત્રણે જણ વેદથી બાહ્ય એટલે બહિર્મુખ જાણવા. ॥૨॥ વળી વરાહ પુરાણે કહ્યુંછે તે શ્લોક.

**कुळीनो ब्राह्मणो विद्वान भस्म धारी भवेद्यदि ॥**
**वर्जये त्तादृशंदेवी मद्योच्छिष्टं घटं यथा ॥१॥**
**योविना चोर्द्ध पुंड्रेण कूर्यात कर्मापिवैदिकं ॥**
**निष्फळं तस्य तत्कर्म भस्मन्येवाहुतिर्यथा ॥२॥**

અર્થ. વરાહજી પૃથ્વીને કહે છે. જો કુળવાન અને વિદ્વાન બ્રાહ્મણ ભસ્મ ધારણ કરે તો તેનો ત્યાગ કરવો. જેમ મદિરા (દારૂ) ને ઉચ્છિષ્ટ (એઠો કરેલો) ઘડો અપવિત્ર ગણી ત્યાગ કરેછે તેમ તેનો ત્યાગ કરવો. ॥ ૧ ॥ ઉર્દ્ધ્વપુંડ્ર (ઉભું) તિલક કર્યા વિના વૈદિક કર્મ જો કરે તો તેના તે સર્વ કર્મ નિષ્ફળ થાય. જેમ રાખમાં આહુતિ દે તે રીતે. ॥૨॥

એ રીતે ત્રિપુંડ્ર, ભસ્મ નિષેધ કરયો. હવે વાદી આશંકા કરશે જે શિવ પુરાણમાં કહ્યું છે જે ભસ્મ, રૂદ્રાક્ષ ધારણ ન કરે તેને અંત્યજ (ચાંડાળ) સમાન જાણવો તે વિશે શિવપુરાણનો શ્લોક.

**विभूतिर्यस्य नोंभाले नांगे रुद्राक्ष धारणं॥**

**नहि शिव मयिवाणी तंत्यजेदं त्यजं यथा ॥**

**અર્થ.** જેણે કપાળમાં ભસ્મ ધારણ કરી નથી, અને અંગે રૂદ્રાક્ષ ધારણ કરી નથી, અને જેની વાણીમાં શિવ શિવ એવું નામ નથી તેને અંત્યજ (ચાંડાળ)ની પેરે તજી દેવો. ॥ ત્યાં સમાધાન કહિયેછિયે. જે શિવ દિક્ષાવાળાને ત્રિપુંડ્ર, ભસ્મ, રૂદ્રાક્ષ ધારણ કરવા કહ્યુંછે. પણ વિષ્ણુ ભકતને ભસ્મ, રૂદ્રાક્ષ, ત્રિપુંડ્રનો નિષેધછે. શિવના ભક્ત મોક્ષના અધિકારી નથી. તેમને સદા સંસાર એજ ફળછે. તેથી તેમની ઉલટી સમજછે. નિર્ગુણની ભક્તિમાં સગુણનાં ચિન્હ કેમ ધારણ કરાય. શિવ ભક્ત જેવાં ત્રિપુંડ્ર, રૂદ્રાક્ષ, ભસ્મ ધારણ કરેછે તેની બધા શાસ્ત્રમાં નિંદા છે તેવી ઉર્દ્ધ્વપુંડ્ર, તુળશીમાળા, મુંદ્રા એની નિંદા કોઈ પુરાણમાં નથી. કેમકે પ્રભુનું મહાત્મ્ય બધા પુરાણમાં સર્વેથી અધિક છે. માટે તિલક તો ઉર્દ્ધ્વપુંડ્ર એટલે ભગવાનના પદાકૃતિ કરવું. હવે માળા વાદ કહિયેછિયે. સ્કંદ પુરાણના માર્ગશીર માહાત્મ્યમાં કહ્યુંછે તે શ્લોક.

**तुळसोकाष्ट माळाभि र्भूषितः पुण्य माचरेत् ॥**
**पितृणां देवतानांच पुण्यंकोटि गुणकळौ ॥१॥**
**धारयंति नये माळां हेतुकाः पावबुद्धयः ॥**
**नरकान्न निवर्त्तंते दग्धाः कोपाग्नि नाहरेः ॥२॥**

**અર્થ.** પિત્રુ કાર્ય દેવકાર્યને વિશે તુળસીનીમાળા પેહેરીને તે કાર્ય કરે તો તેને કળિયુગમાં કોડ ઘણું ફળ મળે છે. ॥૧॥ અને જે પુરૂષ પાપ બુદ્ધિએ કરીને તુળસીની માળા પેહેરતો નથી. તેનો છુટકો નરકમાંથી કદી થતો નથી અને તે ભગવાનની કોપાગ્નિયે કરીને સદા બળી રહેલો છે. તેના ઉપર પ્રભુ પ્રસન્ન રેહેતા નથી. ॥૨॥ વળી બ્રહ્મવૈવર્ત્ત પુરાણના પ્રકૃતિ ખંડના ઓગણીસમા અધ્યાયમાં કહ્યુંછે તે શ્લોક.

**तुळसीकाष्ट निर्माण माळागृह्णातियोनरः**
**पदे पदे श्वमेधस्य लभते निश्चितंफळं ॥**

**અર્થ.** તુળસી કાષ્ટની નિર્માણ કરેલી માળા જે પુરૂષ પેહેરે છે

તેને ચાલતામાં એક એક પગલે એક એક અશ્વમેધ યજ્ઞનું ફળ નિશ્ચે મળે છે. ॥ વળી પદ્મપુરાણમાં કાશીખંડના એકવીસમા અધ્યાયમાં કહ્યું છે તે શ્લોક.

**हरि नामाक्षर मुखं भाळे गोपीमृदांकितं ॥**
**तुळसी माळिकोरस्कं नस्पृशे युर्यमोद्भटा ॥**

અર્થ. હરિ નામના અક્ષરનો મુખથી ઉચ્ચાર કરે, ગોપીચંદનની મૃતિકાનાં ચિન્હ કપાળે ધારણ કરે, તુળસીની માળા કંઠે પેહેરે તેને યમરાજના દૂત સ્પર્શ કરે નહીં. ॥ વળી તુળસીકાષ્ટની માળા ધારણ કરવાની જે નિંદા કરે તો દોષ લાગેછે. તે વિષે ગરૂડ પુરાણમાં કહ્યુંછે તે શ્લોક.

**कृष्णा युधांकितं विप्रं तुळसी काष्ट भूषितं॥ दृष्ट्वानिंदा परोयस्तु सबौद्धो नतुवैष्णवः ॥ १ ॥ तुळसीकाष्ट मालोक्य कंठेवा मस्तके करे ॥ निंदां कुर्वंति येमूढा म्लेच्छजास्ते नसंशय ॥ २ ॥ अत्रातिशाय मालोक्य तुलसींद्वेष यंतिये ॥ बहुनोक्तेन किंवार्थे सर्वे ते अन्य रेतजा ॥३॥ तुळसी काष्ट धृग् विप्रान् वैष्णवान् दुषयं तिये ॥ सर्वे ते रौरवं यांति संशयो नास्ति नारद ॥४॥**

અર્થ. શ્રીકૃષ્ણના આયુધ જે શંખ ચક્રાદિક તે જે બ્રાહ્મણે ધારણ કર્યાં હોય અને તુળસી કાષ્ટની માળા પેહેરી હોય તેને, જોઇને જે કોઈ પુરૂષ નિંદા કરે તો તેને બૌધ એટલે શેવડો ( જૈન, મારગી ) જાણવો. વૈષ્ણવ ન જાણવો. ॥૧॥ તુળસી કાષ્ટની માળા કંઠને વિશે અથવા મસ્તકને વિશે અથવા હાથને વિશે જોઇને તેની જે નિંદા કરે તેને મૂઢ અને મલેચ્છથી ઉત્પન્ન થયો જાણવો. એમાં કાંઈ સંશય નથી. ॥૨॥ બહુ કહેથી શું તુળસીકાષ્ટની માળા ધારણ કરવાવાળા બ્રાહ્મણાદિ વૈષ્ણવની મોટાઈ જોઇને જે કોઈ તેનો દ્વેષ કરે તેને બીજા બાપના વિર્યથી ઉત્પન્ન થયો જાણવો. ॥૩॥ હે નારદ તુળસીકાષ્ટની માળા ધારણ કર-

નારા બ્રાહ્મણ, વૈષ્ણવની જો કોઈ નિંદા કરે તો તે રૌરવ નરકમાં જાય એમાં સંદેહ વથી. ॥૪॥ એ રીતે નારદજી પ્રત્યે ભગવાને કહ્યું છે. આ કળીના બ્રાહ્મણ ભગવાનને પ્રિય એવી તુળસી તેના કાષ્ટની માળા જે કોઈ બ્રાહ્મણ ધારણ કરેછે તેને બ્રાહ્મણે તુળસી માળા ધારણ કરવી નહી એમ કહી તેની નિંદા કરેછે. એ પ્રમાણે ભગવાનથી વિમુખ થઇ વાદ કરેછે. એ માળા વાદ કહ્યો હવે ઉપાસના વાદ કહિયે છિયે.

આ કળીના બ્રાહ્મણ પ્રભુની સેવા છોડીને શિવ, શક્તિ, ગણપતી, સૂર્ય, વિષ્ણુ એ પંચ દેવની એકઠી પૂજા કરેછે. કેટલાક કેવળ શિવની કેટલાક કેવળ દેવીની પૂજા કરેછે. પણ એકલા પ્રભુની કોઇ પૂજા કરતું નથી. અને વળી તેઓ એમ કહેછે જે જેને પૂજે તે ભગવાન છે. જ્યાંહાં દર્શન કરયાં ત્યાંહાં ભગવાનનાંજ દર્શન કર્યા બરાબર છે. માટે સર્વત્ર સમાન ભાવ રાખવો એમ કહી દ્રષ્ટાંત બતાવે છે. તે શુદ્ધ ભક્ત પ્રલ્હાદ વાક્ય વિષ્ણુ વિશે સ્લોક.

**जळे विष्णुः स्थळे विष्णुः विष्णुः पर्वत मस्तके ॥**
**ज्वाळ माळाकुळे विष्णुः सर्व विष्णु मयंजगत् ॥**

**અર્થ.** જળ વિષે, સ્થળ જે પૃથ્વી તે વિષે, પર્વતના માથા વિષે, જ્વાળ કહેતાં અગ્નિ આદ્યે જ્યોતિ વિષે, માળા જે મેઘમાળા તે વિષે, કુળ જે મનુષ્યોમાં બ્રાહ્મણ આદ્યે ઉંચ નીચ તે વિષે અને બીજા જે નામ રૂપ જગત્ તે સર્વ વિષ્ણુરૂપ છે. ॥

જેમ વિષ્ણુરૂપ આ જગત્ કહ્યું તેમ શિવરૂપ જગત્ કહેછેતે સ્લોક.

**पाताळे चांतरिक्षे दशादिशि गगने सर्वशैळे समुद्रे**
**भस्मे काष्ठेच लोष्टे क्षितिजळ पवनेस्थावरे जंगमेवा॥**
**बीजं सर्वौषधीनाम सुरसुरपतौ पुष्प पत्रे तृणाग्रे एको**
**व्यापी शिवोयं इतिवदति हरिर्नास्ति देवो द्वितीयः॥**

**અર્થ.** પાતાળ, અંતરિક્ષ, દશેદિશા, ગગન (આકાશ), પર્વત, સમુદ્ર, ભસ્મ, કાષ્ટ, લોઢા આદિ ધાતુ, પૃથ્વી, જળ, વાયુ, સ્થાવર જે વૃક્ષાદીક, જંગમ જે મનુષ્યાદિક, સર્વ ઔષધિનાં બીજ, અસુર જે દૈત્ય

સુર જે દેવતા તેના પતિ ઇંદ્રિ, પુષ્પ, પત્ર તૃણ (ઘાસ) ના અગ્ર પર્યંત સર્વેને વિષે એક શિવ વ્યાપી રહ્યા છે બીજો કોઈ દેવ નથી. ॥

વળી દેવી સ્વરૂપ વિષે કહે છે તે માર્કંડેય પુરાણનો શ્લોક.

**विष्णुःकृष्णो ऋषिकेशो वासुदेवो जनार्दनः ॥**
**उमा गौरी सती चंडी सुंदरी सुभगाशिवा ॥१॥**
**एवं युवतयः सत्यः पुरुषत्वं प्रपेदिरे ॥**
**चक्षु ष्मंतोहि पश्यंति नेतरेत द्विदोबुधाः ॥२॥**

**અર્થ.** વિષ્ણુ, કૃષ્ણ, ઋષિકેશ, વાસુદેવ, જનાર્દન, એ પ્રભુછે તેજ ઉમા, ગૌરી, સતી, ચંડી, સુંદરી, એ સ્ત્રીરૂપ થયા છે. ॥૧॥ તે સ્ત્રિયો સતિયોછે ને પરબ્રહ્મની પ્રેરણાથી પુરૂપત્વને પામી છે. તે આ ચર્મચક્ષુ વાળા મનુષ્ય દેખતા નથી. ॥૨॥

એ રીતે દેવીને ભગવત્ સ્વરૂપ કહી શિવ, શક્તિમાં વિષ્ણુ રૂપતા આવી માટે તેની પૂજા કરેથી ભગવાનની પૂજા થઈ એવી આશંકા લાવેછે ત્યાં સમાધાન કહિયે છિયે. વેદ, પુરાણ, સ્મૃતિ એ ત્રિગુણાત્મક છે તેથી તામસી, રાજસી પુરાણમાં શિવ, શક્તિ, ગણપતિની ઉત્કૃષ્ટતા છે. તથા ભગવદ્ રૂપ કહ્યાં છે તે ઠીકછે. કેમજે સર્વનું મૂળ પરબ્રહ્મ છે. તે પરબ્રહ્મથી માયા, શિવની ઉત્પત્તિ છે. તે વિષે પ્રમાણ વેદની શ્રુતિ.

**एक एव नारायणसीन्नो ब्रह्मानेशानः नेमेद्यावा पृथिवी नारायणात् ब्रह्माजायते नारायणात् रुद्रोजायते नारायणात् प्रजापतिः प्रजायते ॥**

**અર્થ.** પ્રથમ આદિકાળને વિષે એકજ નારાયણ હતા. તે વખત બ્રહ્મા અને શિવ પણ નહતા. પૃથ્વી અંતરિક્ષ નહતું. બીજા કાળને વિષે નારાયણ સ્વરૂપ થકી બ્રહ્મા ઉત્પન્ન થયા છે. તથા નારાયણ સ્વરૂપ થકી રૂદ્ર (મહાદેવજી) ઉત્પન્ન થયા છે. અને પ્રજાપતિયો મરિચ્યાદિ આદ્યે પણ નારાયણથી ઉત્પન્ન થયા છે. ॥

વળી ભારતના અશ્વમેધ પર્વમાં ભગવાને પાંડવ પ્રત્યે કહ્યુંછે તે શ્લોક.

**रुद्रः समाश्रितादेवा रुद्रो ब्रह्माणमाश्रितः॥**
**ब्रह्माम माश्रितोनित्यं नाहं कश्चिदुपाश्रयेत् ॥१॥**
**ममाश्रयोस्तु नकश्चित् सर्वेषा माश्रयोह्ययं ॥**
**इदं रहस्यं कौंतेय प्रोक्तवान हमव्ययं ॥२॥**

અર્થ. સર્વ દેવ રૂદ્રના આશ્રિત છે. ને રૂદ્ર બ્રહ્માના આશ્રિત છે. ને બ્રહ્માને નિત્ય મારો આશ્રય છે. હું કોઈનો આશ્રિત નથી. ॥૧॥ મારે કદાપિ પણ કોઈનો આશ્રય નથી. સર્વ દેવતા અને પ્રાણી માત્રને મારો આશ્રય છે. એ તને મેં ગુપ્ત તત્વ કહ્યું ॥૨॥ ઇત્યાદિક વાક્યોથી સર્વ દેવના દેવ ભગવાન છે. વળી શ્રી ગીતાજીના ૭ મા અધ્યાયના ૧૪ મા શ્લોકમાં ભગવાને અર્જુન પ્રત્યે કહ્યું છે તે શ્લોક.

**मम माया दुर त्यया ॥१४॥**

અર્થ. આ મારી માયા દુર્ઘટ એટલે જેનો પાર ન પમાય એવીછે.॥ ૧૪॥

એ રીતે સર્વનું મૂળ હરિછે. તેથી સર્વ દેવમાં પ્રભુનો અંશ છે. તથાપિ પ્રભુના વિના શિવ, બ્રહ્માથી મોક્ષ આપી શકાય નહી. તે વિષે પ્રથમ સ્કંધ ભાગવતના ૨ જા અધ્યાયના ૨૩ મા શ્લોકમાં કહ્યુંછે તે શ્લોક.

**श्रेयांसि तत्रखलु सत्वतनो नृणास्युः इति ॥२३॥**

અર્થ. શિવ બ્રહ્માથી મોક્ષ ન થાય, વિષ્ણુથીજ નિશ્ચે કરીને મોક્ષ છે. ॥૨૩॥ કોઇ પુરાણમાં પ્રભુ વિના અન્ય દેવતા દ્વારા પ્રભુને પામવાનો મોક્ષ કહ્યો નથી. બીજા અવતારાદિકને વિષે પણ સર્વ દેવતાયોએ પ્રભુનો આશ્રય લીધો છે. અને મોટા ઋષિયોએ પણ પ્રભુનો આશ્રય લીધો છે. અને પ્રભુનોંજ આશ્રય કરવો એવું પ્રતિપાદન કર્યું છે. તેનેજ વાસ્તે દશમ સ્કંધમાં ત્રણે દેવની પરીક્ષા કરીછે (આ ગ્રંથના૦ ૮ મા શ્લોકની ટીકા જુઓ.) એ રીતે સર્વેને મોક્ષદાતા એક પ્રભુજ છે.

આ રીતે વેદ સિદ્ધ તથા પ્રત્યક્ષ પ્રમાણુથી ઉપાસના તો પ્રભુની કરવી કહી. બીજા દેવોની ઉપાસનાથી લૌકિકફળ તથા તે તે દેવની મોક્ષ મળે એમ ગીતાજીમાં ભગવાને કહ્યુંછે તે ૭ મા અધ્યાયનો ૨૩ મો શ્લોક.

**देवान्देव यजो यांति मद्भक्तायांतिमा मपि ॥२३॥**

અર્થ. દેવતાઓને ભજવાવાળા તે તે દેવતાને પામે છે. ને મારા ભક્ત મને પામેછે. ॥ ૨૩ ॥ કદી અભેદ દષ્ટી કરી ભજે તો અક્ષરમાં લીન થાય, પરંતુ પૂર્ણબ્રહ્મની પ્રાપ્તિ થાય નહી. વળી આ કળિયુગમાં અભેદ દષ્ટિ થવી કઠણ છે. બીજા દેવતાના ભજવા વાળા છે તેમની પ્રીતિ પ્રભુના ભજન વિષે થતી નથી. એ વિષે વળી શ્રી ગીતાજીમાં ભગવાને કહ્યુંછે તે ૭ મા અધ્યાયના ૨૧–૨૨–૨૩ મા શ્લોક.

**योयो यांयां तनुंभक्तःश्रद्धया र्चितुमिछति॥ तस्यतस्या चळां श्रद्धा तामेवविद धाम्यहं ॥२१॥ सतया श्रद्ध यायुक्तस्तस्या राधनमीहते॥लभतेचततः कामान् मयैव विहिता न्हितान् ॥२२॥ अंतवन्तु फळंतेषां तद्भवत्यल्प मेधसां॥ देवान्देव यजोयांति मद्भक्तायांतिमामपि॥२३॥**

અર્થ. હે અર્જુન જે દેવતાના ભક્ત છે તે શ્રદ્ધાએ કરીને તેમનું પૂજન કરેછે. તે જીવની અચળ શ્રદ્ધા હું તે તે દેવને વિષે વધારૂંછું. ॥૨૧॥ નેં તે શ્રદ્ધાએ કરીને તે તેમનુંજ આરાધન કરેછે તેથી તેમને તે દેવતાદ્વારા તેમના હિતકારી એવી યોગ્ય કામના હુંજ આપુંછું. ॥૨૨॥ પરંતુ પરિણામે તે ફળને નાશ થાયછે. એવા અલ્પ બુદ્ધિ જીવ દેવતાઓને ભજેછે તેથી તે તેમને પામેછે. નેં મારા ભક્ત મને પામેછે. ॥૨૩॥

વળી હારિતં સ્મૃતિ વિષે કહ્યુંછે તે શ્લોક.

**गवांत्यक्तवा विमूढात्मा गर्धवि वंदते यथा ॥**
**तथा हरिं परित्यज्य योन्यदेव मुपासते ॥**

અર્થ. જેમ ગાયને ત્યાગ કરીને ગધેડીને નમે છે. તે રીતે હરિને ત્યાગ કરીને બીજા દેવની ઉપાસના કરવાવાળા જાણવા. ॥ વળી પાંડવ ગીતામાં કહ્યુંછે તે શ્લોક.

**वासुदेवं परित्यज्य योन्यदेव मुपासते ॥**
**तृषितो जान्हवीतीरे कुपंखनाति दुर्मतिः ॥**

**અર્થ.** જે ભગવાનનું સેવન મુકીને બીજા દેવને પૂજે છે. તે જેમ ગંગાજળ વેહેતું મુકીને કુવો ખોદાવી પાણી પીવાની ઈચ્છા કરે તેવા છે. વળી સિદ્ધાંત વિષે બત્રીશ અપરાધમાં લખ્યું છે તે શ્લોક.

**कंबळा वरणंचैव परनिंद्रां परस्तुतिं ॥**

**अश्लीष्ट नापणंचैव अधोवायु विमोक्षणं ॥१॥**

**शक्तौ गणो पचारश्च अनिवेदित नक्षणं ॥२॥**

**અર્થ.** પ્રભુ સંનિધાન ( સન્મુખ ) કાંબળી પહેરે, પરનિંદા, પરસ્તુતિ, કુર ભાષણ કરે, વાયુ છોડે, ॥૧॥ શક્તિ, ગણપતિનું પૂજન કરે, ભગવાનને સમર્પ્યા વગરનું ખાય, તેને પાપ લાગે છે. ॥૨॥ વળી પૂજનના મંત્રમાં કહ્યું છે તે શ્લોક.

**अन्यथा शरणंनास्ति त्वमेव शरणंमम ॥**

**અર્થ.** ( દેવતાના ભક્ત દેવતાનું પૂજન કરતી વખત આ મંત્ર ભણે છે ) મને બીજા કોઈનું શરણ નથી, મારે તમારૂંજ શરણછે. ॥ એ રીતે જુદા જુદા દેવની પૂજા વિષે મંત્ર ભણે છે તે વ્યભિચારી ભક્તિ કરેછે. તેથી કોઈ દેવ તેને પ્રસન્ન થતા નથી. શાસ્ત્રમાં અનન્ય ભક્તિ થયેથી દેવતા ફળ આપે છે એમ કહ્યું છે. તે વિષે ભગવાને કહ્યું છે તે શ્રી ભાગવતના ૯ મા સ્કંધના ૪ થા અધ્યાયનો ૫૮ મો શ્લોક.

**सत् स्त्रियः सत्पतिं यथा ॥५८॥**

**અર્થ.** જેમ પતિવ્રતા સ્ત્રી એક પતિને ભજે છે. તેમ દુર્વાસા ભક્ત મને ભજેછે. ॥૫૮॥ વળી શ્રી ગીતાજીમાં ભગવાને કહ્યુંછે તે ૧૧ મા અધ્યાયનો ૫૪ મો શ્લોક.

**नक्त्यास्व नन्ययाशक्य अहमेवं विधोर्जुन ॥५४॥**

**અર્થ.** હે અર્જુન આ મારૂં સ્વરૂપ અનન્ય ભક્તિએ કરીને જાણ્યું જાય એવું છે. ॥ ૫૪ ॥ વળી પ્રલ્હાદ સંહિતામાં કહ્યું છે તે શ્લોક.

**अन्याशक्ता यथा रामा क्रीडते स्वपतिं प्रति ॥**

**तथैव भाव देवेशो नक्तितो नैवगृह्यते ॥**

અર્થ. જેમ વ્યભિચારણી સ્ત્રી બીજા વિષે આસક્ત છે, અને પોતાના પતિ સાથે ક્રીડા કરે છે. તે પ્રમાણે બીજા દેવને ભજવા વાળાનો ભાવ ભગવાન વિષે જાણવો. એ ભક્તિ ભગવાન ગૃહણ કરે નહી. વળી ધ્રુવ પંચરાત્રીમાં કહ્યું છે તે શ્લોક.

**यावद न्याश्रय स्तावद्भगवान पितंजनं ॥**

**विलोकये न्नदयया ह्यनन्य न्नक्त वत्सळः ॥**

અર્થ. જ્યાં સુધી જીવોને બીજા દેવતાઓનો આશ્રય છે. ત્યાં સુધી ભગવાન તે જીવ ઉપર કૃપા કરતા નથી. આપ તો અનન્ય ભક્તિના પ્રતિપાળ છે. ॥ એ ઇત્યાદિક વાક્યથી એ સિદ્ધ થાય છે કે ભગવાન વિષે અનન્ય ભક્તિ વિના ભગવાનની પ્રાપ્તિ નહી થાય. અને દેવતાઓની પ્રાપ્તિ પણ દેવતાઓના ભક્તને નહી થાય. માટે વ્યભિચાર ભક્તિ છોડીને એક ભક્તિ પ્રભુની કરવી એવું બધાં શાસ્ત્ર કહેછે. તે સમજ્યા વગર બીજા દેવોની અનન્ય ભક્તિ કરતાં તે દેવોની મોક્ષ મળે પણ ભગવાનની પ્રાપ્તિ થાય નહી. એ રીતે ઉપાસનાવાદ નિરૂપણ કર્યો. યજ્ઞાદિક કર્મ, યજ્ઞનું ફળ પણ આ રીતે ફળદાયક જાણવું એ મુખ્ય કર્મ જે ભગવદ્ પ્રાપ્તિ વિષે હતાં તે વિષે બ્રાહ્મણો વેદ વિરૂદ્ધ બતાવે છે. તેથી પાખંડ વિષે તેમનો પ્રયત્ન છે. એ પ્રમાણે કર્મવાદ પ્રસંગ નિરૂપણ કરચો.

હવે વ્રતવાદ કહિયે છિયે. ભવિષ્ય પુરાણમાં કહ્યું છે તે શ્લોક.

**अरुणोदय-काळेतु दशमीयदि दृस्यते ॥**

**साविद्धै कादशी तत्र पाप मूळ मुपोषणं ॥**

અર્થ. અરૂણોદય સમયે એટલે ચારઘડી પાછલી રાત્રી હોય તે સમે દશમી હોય તો તે એકાદશી દશમીવિદ્ધા કહિયે. તે એકાદશી પાપનું મૂળ છે માટે કરવી નહી. ॥ વળી ગરૂડ પુરાણમાં કહ્યું છે તે શ્લોક.

**दशमीवेध संयुक्तो यदिस्या दरुणोदयः ॥**

**नैवोपोष्यं वैष्णवेन तद्दिनै कादशी व्रतं ॥**

અર્થ. જો અરૂણોદય સમયે દશમીનો વેધ આવે તો તે દિવસ એકાદશી વ્રતનો ઉપવાસ વૈષ્ણવે ન કરવો. ॥ એ પ્રમાણે બહુ પુરાણનાં

વચન છે પણ ગ્રંથ વિસ્તાર થઇ જાય માટે લખ્યાં નથી. આ કળિયુગમાં ૫૬ નો વેધ એટલે ૫૪ ઘડી ૫૯ પળ દશમ હોય ત્યાં સુધી બીજે દિવસ એકાદશી કરવી. અને ૫૫ ઘડી દશમ થઈ ત્યારથી અને તે ઉપરાંત જે હોય તે છપન ગણી જાય છે. માટે ૫૬ ઘડી (પાછળ લખ્યા પ્રમાણે ૫૫ ઘડી અથવા તે ઉપરાંત) દશમી હોય તો તેને બીજે દિવસ એકાદશી ન કરવી. અને શૈવી બ્રાહ્મણ સર્વ દશમી વિદ્ધા એકાદશી કરે છે. પણ એ એકાદશી કર્યાથી વ્રતનું ફળ નાશ પામે છે. એ એકાદશી વિષે વાદ કહ્યો. હવે વિષ્ણુનાં પાંચ વ્રત વિષે કહિયેછિયે.

પદ્મોતરખંડના દ્વારકા મહાત્મ્ય સમાપ્તિના શ્લોક.

**गोविंदं परमानंदं माधवं मधुसूदनं ॥ त्यक्त्वानैव विजानाति पातिवृत्य व्रतस्यच ॥१॥ कृष्ण जन्माष्टमी रामनवम्ये कादशीव्रतं ॥ वामन द्वादशी तद्वन्नृहरेस्तु चतुर्दशी ॥२॥ विष्णु पंचक मित्येवं व्रतं सर्वाघ नाशनं ॥ नित्यं नैमित्तिकं काम्यं विष्णु पंचक मेवहि ॥ ३ ॥ नत्याज्यं सर्वथाप्राज्ञै रनित्यं सर्वथा वपुः ॥४॥**

**અર્થ.** ગોવિંદ, પરમાનંદ, માધવ, મધુસૂદન એવા જે ભગવાન તેમનાં વ્રત ત્યાગ ન કરવાં. પતિવ્રતા સ્ત્રીના વ્રત સરખાં ભગવદ્ ભક્તને એ વ્રત છે. ॥ ૧ ॥ ૧ કૃષ્ણ જન્માષ્ટમી, ૨ રામનવમી, ૩ ચોવીસ એકાદશી મળી એક વ્રત, ૪ વામનદ્વાદશી, ૫ નૃસિંહ ચતુર્દશી ॥ ૨ ॥ એ પાંચ વ્રત વિષ્ણુ સંબંધી છે તથા સર્વ પાપ દૂર કરવા વાળાં છે, નિત્ય છે, માટે તે પાંચે વ્રત વૈષ્ણવે કરવાં. તેથી બીજાં વ્રત (શિવરાત્રી, દેવીનાં નવરાત્રં, ગણપતિ ચોથ ઇત્યાદિક) અન્ય દેવનાં વ્રત. છે તે અનિત્ય છે. તથા નક્ષત્ર પ્રધાનમાં ઉદયાત્ તિથિ મુકીને વ્રત કરે તો તે વ્રત સકામ છે. એવાં અનિત્ય વ્રત તથા સકામ વ્રત નિષ્કામ ભક્તે ન કરવાં. ॥૩॥ આ દેહ સર્વથા અનિત્ય (નાશવાન્, ક્ષણભંગુર) છે માટે વિવેકી પુરૂષે તે પાંચે વ્રત સર્વથા તજવાં નહી. ॥૪॥ આ સિવાય છઠું વ્રત કરેથી બાધક થાય, અને પાપમાં નિવેશ થાય.

એ પાંચ વ્રતમાં એકાદશી દશમી વિદ્ધા ન કરવા ઉપર કહ્યું છે. તે સિવાય બાકીનાં ચાર વ્રત જન્માષ્ટમી સપ્તમી વિદ્ધા ન કરવી. રામનવમી અષ્ટમી વિદ્ધા ન કરવી. વામનદ્વાદસી, નૃસિંહ ચતુર્દશી ઉદયાત્ તિથિમાં કરવા કહ્યું છે. તે વિષે સ્કંદ પુરાણના શ્લોક.

**सकलापि सऋक्षापि नवमी संयुतापिच॥ जन्माष्टमी पूर्व विद्धा नकर्तव्या कदाचन॥ १ ॥पळ वेधोपी विप्रेंद्र सप्तम्या चाष्टमीं त्यजेत् सुराया बिंदुनास्पृष्टं गंगांभःकळशंयथा॥ २॥**

**અર્થ.** જે દિવસ સંપૂર્ણ અને રોહીણી નક્ષત્ર સહીત અષ્ટમી હોય અને વળી તેમાં નવમી મળેલી હોય, તેવી જન્માષ્ટમી પૂર્વ વિદ્ધા એટલે ઉદયાત્ વખત પળમાત્ર પણ સપ્તમી મળી હોય તો તે દહાડે જન્માષ્ટમી વ્રત કદાપિ પણ કરવું નહી, બીજે દિવસ ઉદયાત્ થોડી અષ્ટમી છે ને તે ઉપરાંત આખો દિવસ નવમી છે તો તે નવમીમાં જન્માષ્ટમી વ્રત કરવું. ॥૧॥ હે બ્રાહ્મણ જે દિવસ સૂર્યોદય સમે ૧ પળ પણ સપ્તમી હોય તો તે દિવસ જન્માષ્ટમી વ્રતનો ત્યાગ કરવો. જેમ મદીરા ( દારૂ ) નું એક ટીપું ગંગાજળના ઘડામાં પડે તો તે ઘડો અપવિત્ર થાય છે. તેમ એ વ્રત અપવિત્ર જાણવું. ॥૨॥ અને શૈવી સંપ્રદાયવાળા સપ્તમી વિદ્ધા જન્માષ્ટમી કરે છે. તેમજ રામનવમીમાં પળમાત્ર અષ્ટમી આવે તો બીજે દિવસ દશમીમાં વ્રત કરવું. પણ અષ્ટમી વિદ્ધા વ્રત ન કરવું. વામનદ્વાદશી ઉદયાત્ કરવી. એકાદશી વિદ્ધા કરે તો દોષ લાગે છે. તેમજ નૃસિંહ ચતુર્દશીમાં તેરશનો વેધ આવે તો તે દિવસ વ્રત ન કરવું. એ રીતે ચાર જયંતી કરવી જોઈયે તેને શૈવી ઉલટી રીતે કરે છે અને તે વિષે અનેક વાદ કરે છે. તેથી સર્વેનો પાખંડ વિષે પ્રયત્ન છે. પાખંડી કોને જાણવા તે વિષે પદ્મપુરાણમાં કહ્યું છે તે શ્લોક.

**द्वेष्टारो विष्णु भक्तानां येचा वैष्णव संश्रयाः॥**
**पाषंडि भिश्च संयुक्ता स्तेवै पाषंडिनः स्मृताः॥**

**અર્થ.** વિષ્ણુનો અને તેમના ભક્તનો જે દ્વેષિ તે અવૈષ્ણવ જાણવો. તે વેદ વિરૂદ્ધ ચાલવા વાળા છે માટે તેને પાખંડી કહેવા. ॥ એ રીતે

કળિયુગમાં અનેક વિવાદથી સર્વ કર્મ અને વ્રત નાશ થયાં તેથી તેનાથી ફ-
ળ પણ થતું નથી. માત્ર હે શ્રી કૃષ્ણ તમારો આશ્રય એજ મુખ્ય છે. આ
રીતે ૧ કાળ, ૨ દેશ, ૩ તીર્થ, ૪ કર્ત્તા, ૫ મંત્ર, ૬ કર્મ, ૭ વ્રત, એ
સર્વ કળિયુગે કરીને દોષ યુક્ત થયાં તેનું વર્ણન કર્યું. હવે શ્રી કૃષ્ણનું મહા-
ત્મ્ય સર્વથી અધિક છે તે મૂળના ૭ મા શ્લોકે કહિયે છિયે.

**अजामिलादि दोषाणां नाशकोनु भवेस्थितः॥ ज्ञापिताखिल माहात्म्यःकृष्ण एव गति र्मम॥७॥**

**અર્થ.** અજામિલાદિક જે પાપી તેમના દોષનો નાશ કરવાવાળા, શા-
સ્ત્રે જણાવ્યો છે બધું મહાત્મ્ય જેનો, તથા સર્વના અનુભવ અને જ્ઞાનમાં
સ્થિત છે એવા શ્રી કૃષ્ણજ અમારી ગતિ હો. ॥૭॥ એ મૂળ શ્લોકનો અ-
ર્થ. હવે ભાવાર્થ કહિયે છિયે. શ્રી કૃષ્ણ પૂર્ણ ભગવાન્ છે એવું પ્રથમ (પાને
૨ જે) સિદ્ધ કર્યું છે. વળી શ્રી ભાગવતના ૬ ઠા સ્કંધના ૨ જા અધ્યા-
યના શ્લોક ૯–૧૭.

**स्तेनःसुरापो मित्र ध्रुग्ब्रह्महा गुरु तल्पगः॥ स्त्री राज पितृ गो हंता येचपातकि नोपरे॥ सर्वेषा मप्यघवता मिदमेवसु निष्कृतं ॥ नाम व्याहरणं विष्णोर्यतस्त द्विषया मतिः॥९॥ अज्ञानाद थवाज्ञाना॰दुत्तम श्लोक नामयत् ॥ संकीर्तित मघंपुंसां दहेदेधो यथानळः॥१७॥**

**અર્થ.** સુવર્ણાદિકની ચોરી કરી હોય, મદિરાપાન કર્યું હોય, મિત્ર-
નો ઘાત કર્યો હોય, બ્રહ્મહત્યા કરી હોય, ગુરૂની સ્ત્રી સાથે વિષય સંગ
કર્યો હોય, સ્ત્રી હત્યા કરી હોય, રાજાને માર્યો હોય, પિતાને માર્યો હોય,
ગૌ હત્યા કરી હોય, એ આદે લઇને બીજાં પાપ કર્યાં હોય, એવાં સર્વ
પાપને શુદ્ધ કરવાનો ઉપાય ભગવાન જે શ્રી કૃષ્ણ તેમના નામનું સ્મરણ
તથા ઉચ્ચાર તથા શ્રી કૃષ્ણ વિષે મતિ એજ શ્રેષ્ટ પ્રાયશ્ચિત છે. ॥૯॥ અ-
જ્ઞાનથી ( ભગવાનનું સ્વરૂપ જાણ્યા વિના ) અથવા જ્ઞાનથી જો ભગવાન-
ના નામનું સ્મરણ કરે તો તેનાં સર્વ પાપ દૂર કરે. જેમ વૃદ્ધિ પામેલા અ-

ગ્નિ ઉપર જાણે અજાણે હાથ પડે તોપણ બાળે છે તેમ. ।।૨।। વળી શ્રી ભગવતના ૨ જા સ્કંધના ૧ લા અધ્યાયનો ૧૩ મો શ્લોક.

खट्वांगो नाम राजर्षि ज्ञात्वे यत्तामिहायुषः ॥
मुहुर्त्ता त्सर्वमुत्सृज्य गतवान नयंहरिं ॥१३॥

**અર્થ.** સૂર્યવંશમાં ઋષિ ધર્મ પાળનારો એવો ખટ્વાંગરાજા તે પોતાના આયુષ્યની અવધી જાણીને અલ્પકાળમાં એટલે એક મુહુર્ત ( ૨ ઘડી) માં સર્વ સંસાર રાજ્યાસન આદિનો ત્યાગ કરીને અભયના આપનાર એવા જે ભગવાન તેમના સ્વરૂપને જાણીને તેમને પામી ગયો.।।૧૩।। વળી વેશ્યા પોપટને ભણાવતી હતી તેણે પોપટને ભણાવવા મિષે ભગવાનનું નામ લીધું તેટલામાં તે કૃતાર્થ થઇ એ વાત પ્રસિદ્ધ છે. એ રીતે પ્રભુનું મહાત્મ્ય સર્વેથી અધિક જણાવ્યું. હવે સર્વથી અધિક આનંદ પ્રભુમાં છે. તે મૂળના ૮ મા શ્લોકે કરીને કહિયે છિયે.

प्राकृता सकळादेवा गणितानंद कंटहत् ॥
पूर्णानंदो हरिस्तस्मा त्कृष्ण एव गतिर्मम॥८॥

**અર્થ.** બ્રહ્માદિક જે દેવતા છે તે સર્વે પ્રાકૃત છે. પ્રકૃતિનાં કાર્ય જે સત્વાદિક ગુણ તેણે કરીને રચિત દેહ, અંતઃકરણાદિ વાળા છે. તેથી તે સર્વે ગુણના વશમાં છે. અને તે પોતે કલેશ, મોહાદિક ભોગવનાર છે. અને અક્ષર બ્રહ્મ છે, ગણિત આનંદ છે, જ્યાં મનુષ્ય દેવતાનો આનંદ ગણ્યો છે, ત્યાં અક્ષર બ્રહ્મનો આનંદ ગણ્યો છે. ને પૂર્ણાનંદતો શ્રી હરિ છે, તે સર્વદેવોના દુઃખના હર્તા છે. માટે હે શ્રી કૃષ્ણ તમે મને આ લોક, પર લોકના નિર્વાહ માટે આશ્રય હો. ।।૮।। એ મૂળ શ્લોકનો અર્થ. હવે ભાવાર્થ કહિયે છિયે. શ્રી ભાગવતના ૧૦ મા સ્કંધ ઉતરાર્દ્ધના ૮૯ મા અધ્યાયમાં શ્રી શુકદેવજીયે રાજા પરિક્ષિત પ્રત્યે કહ્યું છે તે શ્લોક.

सरस्वत्या स्तटे राजन् ऋषयः सत्रमासते ॥ वितर्कःस
मभूतेषां त्रिष्वधीशेषु कोमहान्॥१॥तस्य जिज्ञासयातेवै
भृगुं ब्रह्मसुतं नृप ॥ तद्ज्ञप्त्यै प्रेषयामासुः सोभ्यगाद्ब्रह्मणः

**सर्गा॥२॥ नतस्मै प्रह्वणंस्तोत्रं चक्रे सत्व परिक्षया॥तस्मै चुक्रोध भगवान् प्रज्वलन् स्वेनतेजसा ॥३॥ततःकैलास मगम त्सतंदेवो महेश्वरं ॥ परिलब्धुं समारेभे उत्थाय भ्रातरंमुदा ॥५॥नैच्छत्व मस्यु त्पथग इतिदेवश्चुकोपह॥ शुळमुद्य म्यंतहंतु मारेभेति ग्मलोचनः ॥६॥ अथो जगा मवैकुंठं यत्र देवो जनार्दनः॥शयानंश्रियउत्संगे पदावक्ष स्थताडयत्॥८॥ततउत्थाय भगवान् सहलक्ष्म्या सतांग तिः॥स्वतल्पाद वरुह्याशु ननामशिर सामुनिं॥९॥आहते स्वागतं ब्रह्मन् निषिदा त्रासनेक्षणं॥अजानतामागतान्वः क्षंतु मर्हथनः प्रभो॥१०॥ अतीव कोमळो तात चरणौमे महामुने॥इत्युक्त्वाविप्रचरणौ मर्दयन्स्वेनपाणिना॥११॥**

**અર્થ.** હે રાજા એક સમે સરસ્વતીના તૃટ વિષે સર્વ ઋષિ એકઠા થયા હતા. ત્યાં વિચાર કરયો જે વેદશાસ્ત્ર અવલોકન કરતાં સર્વ દેવમાં ત્રણ દેવ મોટા કહ્યા છે. પરંતુ તે ત્રણમાં મોટો કોણ છે એ વિષે આશંકા થાય છે. ॥ ૧ ॥ બધા ઋષિયોએ તે જાણવાની ઈચ્છાને અર્થે બ્રહ્માના માનસી પુત્ર, સર્વે ઋષિમાં મોટા, અને ભગવદ્ અંશ એવા ભૃગુઋષિને પરીક્ષા કરવા મોકલ્યા. તે ભૃગુઋષિ પ્રથમ પરીક્ષા સારૂ બ્રહ્માની સભામાં ગયા. ॥ ૨ ॥ અને બ્રહ્માજીને નમસ્કાર કે સ્તુતી કર્યા વગર સભામાં જઇ તેમની પરીક્ષા જોવા સારૂ ઉભા રહ્યા. બ્રહ્માજી રજોગુણી છે તેમને એટલામાં ક્રોધ ચડયો ને ભૃગુઋષિને શ્રાપ દેવાની તઈયારી કરી. ॥ ૩ ॥ તે જોઈને ભૃગુઋષિ ત્યાંથી નિકળી કૈલાશમાં શિવજી પાસે ગયા. તેમને જોઈ પોતાના ભાઈ જાણીને હર્ષે કરીને આસન ઉપરથી ઉઠીને મળવા સારૂ શિવજી સામા આવ્યા અને આલિંગન કરવાની ઇચ્છા કરી. ॥ ૫ ॥ તે આલિંગનની ઇચ્છા ન રાખતાં તેમને ભૃગુઋષિએ કહ્યું જે તમે કુમાર્ગ

ચાલોછો માટે મને અડસો નહી. તે સાંભળતાં માત્રમાં શિવજી તમો ગુણી છે માટે તેમને ક્રોધ ચડયો. અને ત્રિશુળ લેઇને ભૃગુઋષિનુ મુસ્તક છેદવાની તૈયારી કરી. ને નેત્ર લાલ કરયાં ॥ ૬ ॥ તે જોઈને ત્યાંથી ભૃગુઋષિ નિકળીને જે ઠેકાણે જનાર્દન જે શ્રીકૃષ્ણ ભગવાન બીરાજે છે તે વૈકુંઠમાં ગયા. ત્યાં ભગવાન શ્રી લક્ષ્મીજીના ખોળામાં પોઢેલા હતા. તે જોઇને ભૃગુએ ક્રોધે કરીને ભગવાનના હ્રદયમાં લાત મારી. ॥ ૮ ॥ તે થકી સદ્દ જે ભકત તેમને ગતિ આપનાર એવા ભગવાન પોતે સત્વ ગુણીછે. તેમણે શ્રી લક્ષ્મી સહીત ઉઠી સય્યાથી હેઠે ઉતરીને ભૃગુઋષિને નમસ્કાર કરયો. ॥ ૯ ॥ ને ભૃગુઋષિનો અપરાધ ન જણાવતાં ઉલટો પોતાનો દોષ જણાવી ભૃગુની પ્રશંસા ( વખાણ ) કરી કહ્યું કે હે ઋષિમાં શ્રેષ્ટ આ મારા આસન વિશે એક ક્ષણ ભર બેસો. મેં આપને આવ્યા જાણ્યા નહી માટે હે પ્રભો તમે મને ક્ષમા કરો. ॥ ૧૦ ॥ મારૂં હ્રદય ઘણું કઠોર છે. ને આપનાં ચરણ કોમળ તેથી આપને દુઃખ થયું હશે. એમ શ્રી મુખથી કહી ભૃગુઋષિના ચરણ પોતાના શ્રી હસ્તમાં લેઈ ચાંપવા લાગ્યા. ॥ ૧૧ ॥

આ ઉપરથી એ સિદ્ધ થયું જે દેવતા ભગવાનની વિભૂતિ છે પરંતુ ગુણ પ્રધાન છે. તેથી આ મૂળ શ્લોકમાં કહ્યું જે સર્વે પ્રાકૃત છે. માયાના ત્રણ ગુણ યુક્ત અંતઃકરણ છે. એ દેવોને મોહ, શોક, દુઃખ એ સર્વે પ્રકૃતિના વશથી થાય છે. અને અક્ષર બ્રહ્મછે તેનો આનંદ પણ વેદમાં ગણ્યો છે. તે વિશે વેદની તૈતરીય શ્રુતિમાં કહ્યું છે તે શ્રુતિ.

**शत ध्रृत्यंता मुक्तिगा उत्तरो सर्वे**
**गुणैःशतगुणा मोदंतां ॥ इति.**

**અર્થ.** આ શ્રુતિમાં કહ્યું કે બ્રહ્મા પર્યંત મુક્તિયે જનારાં છે તે સર્વે ગુણે કરીને યુક્ત છે. ને ઉતરોત્તર સો સો ઘણા આનંદ વાળા છે. ॥ આ રીતે શિવ, બ્રહ્મા સર્વેનું સુખ ગણ્યુંછે. અને તે કરતાં સો ઘણું સુખ અક્ષર બ્રહ્મમાં છે. જ્ઞાનીની મુક્તિ અક્ષર બ્રહ્મમાં થાયછે. અને ભગવાનતો તે અક્ષર બ્રહ્મથી પણ પર છે. એ વિશે શ્રી ગીતાજીના ૧૫ મા અધ્યાયના ૧૮ મા શ્લોકમાં ભગવાને કહ્યું છે તે શ્લોક.

**अक्षराद पिचोत्तमः ॥१८॥**

**અર્થ.** હે અર્જુન હું અક્ષર બ્રહ્મથી પર પુરૂષોત્તમ છું. ॥૧૮॥ એમની પ્રાપ્તિ શરણ ગયા વગર થતી નથી એ વિશે શ્રી ભાગવતમાં ૬ ઠા સ્કંધના ૧૪ મા અધ્યાયના ૫ મા શ્લોકમાં કહ્યું છે તે શ્લોક.

**मुक्ताना मपि सिद्धानां नारायण परायणः ॥**

**सदुर्लभ प्रशांतात्मा कोटीष्वपि महामुने ॥५॥**

**અર્થ.** જીવન્મુક્ત જનો તથા સિદ્ધજનો ક્રોટીસંખ્યા વાળા છે. તેમાં પણ ભગવાનને શરણ જવા યોગ્ય અને શાંત આત્માવાળા મળવા દુર્લભ છે. ॥૫॥ એ રીતે મુક્તજીવ તથા સિદ્ધિવાળા પુરૂષથી ભગવદ્ ભક્તને અધિકતા જણાવી છે. વળી શ્રી ભાગવતમાં કહ્યું છે તે ૫ મા સ્કંધના ૬ ઠા અધ્યાયનો ૨૦ મો શ્લોક.

**अस्तेवमंग भगवान् भजतां मुकुंदो मुक्ति ददाति ॥**

**कर्हिचित् स्मन नक्तियोगं ॥इति ॥२०॥**

**અર્થ.** ભગવાન કદાપી જીવને મુક્તિ આપે પરંતુ ભક્તિ આપે નહી. ॥૨૦॥ વળી શ્રી ભાગવત ૯ મા સ્કંધના ૪થા અધ્યાયનો ૫૯ મો શ્લોક.

**मत्सेवया प्रतीतंच सालोक्यादि चतुष्टयं ॥**

**नेछ्ांति सेवया पूर्णाः कुतो न्यत काळ विद्रुतं ॥५९॥**

**અર્થ.** મારી સેવાએ કરીને જે પરિપૂર્ણ છે. તેને હું ચાર (શાલોક્ય, સામિપ્ય, સારૂપ્ય, સાયુજ્ય) મુક્તિ આપુંછું. પણ તે મુક્તિની ઈચ્છા તે ભક્ત રાખતો નથી. કાંકે તેતો કાળે કરીને નાશવાન્ છે. એવા નાશવાન્ સુખની ઇચ્છા તો ક્યમજ રાખે તે તો એક મારેજ વીશે અધીક સુખ માને છે. ॥૫૯॥ વળી ભાગવત્ માહાત્મ્યના ૨ જા અધ્યાયનો ૭મો શ્લોક.

**अंगीकृतं त्वयातद्वै प्रसन्नो भूद्धरिस्तदा**

**मूक्तिं दासीं ददौ तुभ्यं ज्ञान वैराग्य काविमौ ॥७॥**

**અર્થ.** નારદજી ભક્તિ પ્રત્યે કહે છે. જે હે ભક્તિ તારો અંગીકાર કરવો છે વાસ્તે ભગવાને પ્રસન્ન થઈ તને પૃથ્વીમાં જન્મ આપ્યો છે. મુક્તિ તને દાશી આપી છે. અને જ્ઞાન, વૈરાગ્ય એ બે પુત્ર છે. ॥૭॥ વળી ભગવાને કહ્યું છે તે શ્રી ભાગવતના ૯ મા સ્કંધના ૪ થા અધ્યાયનો ૭૫ મો શ્લોક.

**अहं नक्त पराधीनो ॥ इति ॥५५॥**

**અર્થ.** ભગવાન કહે છે હું ભક્તને આધીનછું ॥૫૫॥ એ રીતે ભક્તને આધીન ભગવાન થયા તો પછી તેના સુખની શી ગણતી. આ ઉપરથી અક્ષર બ્રહ્મ કરતાં શ્રી પૂર્ણ પુરૂષોત્તમ વિષે અધિક આનંદ છે એ સિદ્ધ થયું, એ રીતે શ્રી કૃષ્ણ વિષે અધિક આનંદ વર્ણન કર્યો. હવે વિવેક, ધૈર્ય, ભક્તિ એ ત્રણ સાધન રહિત જીવ છે તે ભગવાનનો આશ્રય કરે તો આશ્રય માત્રમાં ભગવાન તેનો ઉદ્ધાર કરે તે વિષે મૂળ ગ્રંથનો ૯ મો શ્લોક કહિયેછિયે.

**विवेक धैर्य भक्त्यादि रहितस्य विशेषतः ॥**
**पापासक्तस्य दीनस्य कृष्ण एव गतिर्मम ॥९॥**

**અર્થ.** વિવેક, ધૈર્ય, ભકિત આદિ જે ઉદ્ધારનાં સાધન છે તેથી વિશેષે કરીને હું રહિત છું, મારામાં કાંઈ સાધન નથી, પાપમાં આશકત છું, દીન છું, ઈંદ્રિયાદિકના વશમાં છું, માટે હે શ્રી કૃષ્ણ તમે મને ગતિના આપનાર થાઓ. ॥૯॥ એ મૂળ શ્લોકનો અર્થ હવે ભાવાર્થ કહિયેછિયે. શ્રીમદ્ભાગવતના ૬ઠા સ્કંધના ૨ અધ્યાયનો ૫ મો શ્લોક.

**यस्यांकेशिर आधाय लोकः स्वपिति निर्वृतः ॥**
**स्वयं धर्म मधर्मंवा नहि वेद यथा पशुः ॥५॥**

**અર્થ.** ભગવાનના ચરણકમળમાં જેણે માથું ધર્યું તે સર્વથી નિરભય થયો. અને આ પોતાનો ધર્મ છે તથા આ અધર્મછે એ વાતને જે જાણતો નથી તે પશુ તુલ્યછે ॥૫॥ વળી નારદ પંચરાત્રીમાં કહ્યું છે તે શ્લોક.

**सकृ देव प्रपन्नोहं तवास्मि इतियोवदेत् ॥**

# अभयं सर्व भूतेभ्यो दद्यादेत द्व्रतंहरेः ॥

અર્થ. હે શ્રી કૃષ્ણ હું તમારો છું એવું જેણે એકવાર કહ્યું. તેને સર્વ પ્રાણી માત્રથી ભગવાન અભય કરે છે એવું ભગવાનનું વ્રત છે.॥ માટે જીવ નિઃસાધન થઈને સાધનનું બળ છોડીને એકલા આશ્રયની પ્રાર્થના કરે તો પ્રભુ તેનો ઉદ્ધાર કરે એ જણાવ્યું. હવે ભગવાન કેહેવાછે તે વિષે મૂળ ગ્રંથનો ૧૦ મો શ્લોક કહિયેછિયે.

# सर्व सामर्थ्य सहितं सर्वत्रैवा खिलार्थ कृत ॥

# शरणस्थ समुद्धारं कृष्णं विज्ञापयाम्यहं ॥ १० ॥

અર્થ. સર્વ પ્રકારનું સામર્થ્ય તેણે સહિતછે, પૂર્ણ છે, તેથી સર્વ દેશમાં, સર્વ કાળમાં, સર્વ અર્થના કર્તાછે. સર્વ પુરૂષાર્થના દાન કરવા વાળાછે. જે કોઈ શરણ આવે તેના ઉદ્ધારના કર્તાછે. એવા ભગવાન શ્રી કૃષ્ણની પ્રાર્થના કરિયે છિયે કે તમે મને આશ્રય હો. ॥૧૦॥ એ મૂળ શ્લોકનો અર્થ હવે ભાવાર્થ કહિયેછિયે. પ્રભુ સર્વ સામર્થ્ય યુક્ત છે. કાળ, માયા, જીવ, દેવ એમની દેહ, ઇંદ્રિ સર્વના કર્ત્તા છે. અને સર્વની દેહના ચલાવવા વાળાછે. કર્મ ફળના દાતાછે. અષ્ટસિદ્ધિ, મુક્તિ, ભક્તિ સર્વના આપવા વાળા પોતેજછે. કેવો પણ અધરમી પ્રાણી પોતાની શરણ આવે તેનાં પાપ દૂર કરેછે. વગર સાધને ઉદ્ધાર કરેછે. જેમ વ્રજનાં પશુ, પક્ષી વ્રક્ષ, ગોપ, ગોપી એ સર્વનો વગર સાધને ઉદ્ધાર કરયો. એવા નિઃસાધન જીવના ઉદ્ધાર કર્તા શ્રી કૃષ્ણજછે. માટે તેમની પ્રાર્થના કરિયે છિએ. બીજા અવતાર જેટલા છે તે મર્યાદામાં ચલાવવા વાળાછે. તે જેટલું સાધન તેટલું ફળ આપેછે. અને શ્રી કૃષ્ણ તો સ્વતંત્ર કર્તા છે. એ ઉપરાંત કોઈ બીજો પરબ્રહ્મ નથી એવું વેદશાસ્ત્ર સર્વ કહેછે. તેથી નિઃસાધન જીવના ઉદ્ધાર કર્તા એજ છે. માટે એમનાજ આશ્રયની પ્રાર્થના કરવા કહ્યુંછે. હવે ગ્રંથ સમાપ્તિને વિષે શ્રી માહાપ્રભુજી ફળશ્રુતિ કહેછે.

# कृष्णाश्रय मिदंस्तोत्रं यःपठेत्कृष्णसन्निधौ ॥

# तस्या श्रयो भवेत्कृष्ण इति श्रीवल्लभोब्रवीत् ॥ ११

**અર્થ.** આ શ્રીકૃષ્ણાશ્રય નામે સ્તોત્ર છે તેનો જે જીવ શ્રી કૃષ્ણના સન્મુખ પાઠ કરે તેને શ્રી કૃષ્ણનો આશ્રય થાય. એવું શ્રી મદ્‌વલ્લભાચાર્યજી કહે છે. ॥૧૧॥ એ મૂળ શ્લોકનો અર્થ હવે ભાવાર્થ કહિયે છિયે. આ શ્રી કૃષ્ણાશ્રય સ્તોત્રનો નિઃસાધન ભાવ સહિત દિનતા યુક્ત નિષ્કામ થઇને શ્રી કૃષ્ણના સન્મુખ પાઠ કરેથી ભગવાનનો આશ્રય સિદ્ધ થાય. બીજા પ્રકારે આશ્રય સિદ્ધ થવો કઠણ છે. કારણ કે ભગવાનનો આશ્રય સિદ્ધ થવાને સારૂ ચાર વેદ, સ્મૃતિ, પુરાણ એ સર્વેની પ્રવૃત્તિ થઈ છે. તોપણ જીવોને આશ્રય સિદ્ધ થતો નથી એવો કઠણ આશ્રય છે. માટે આશ્રયની પ્રાર્થના પ્રભુથી કરવી. સાધન બળનું અભિમાન હોય તો પ્રભુ આશ્રય આપે નહી. અને ઉલટો લૌકિક પદાર્થનો નાશ થાય. માટે સર્વ લૌકિક કામના છોડીને કેવળ આશ્રયની પ્રાર્થના કરે તો પ્રભુ તેને પોતાનો આશ્રય આપીને સર્વથી અધિક સુખ જે પોતાને વિષેનો આનંદ તે આનંદનું દાન કરે. જે આનંદ બ્રહ્માદિકને દુર્લભ છે તે આનંદ પામીને તે જીવ કૃતાર્થ થાય. એ ફળના વિશ્વાશને અર્થે શ્રી મહાપ્રભુજીએ છેલ્લે પોતાનું નામ લખી એમ જણાવ્યું જે આ વાત અમે નિશ્ચે કરીને અમારા અનુભવથી કહી છે. માટે શરણસ્થ જીવોએ દેહ, સ્ત્રી, પુત્ર, બંધુ, રાજા, દ્રવ્ય, પવિત્ર દેશ, તીર્થ, શિવબ્રહ્માદિક દેવ, એમનો જ્યાં સુધી આશ્રય હોય ત્યાં સુધી અન્યાશ્રય જાણવો. એ સર્વનો આશ્રય છોડીને એક ભગવાનના આશ્રયની પ્રાર્થના કરે તો ભગવાન પોતાનો આશ્રય આપે. તેને લીધે આ ગ્રંથમાં અન્યાશ્રયનું ખંડન શ્રી માહા પ્રભુજીએ કર્યુ છે. તે અનુસાર પુષ્ટિ માર્ગિયે ચાલવું.

---

**इतिश्री मद्वल्लभाचार्यजी कृत श्रीकृष्णाश्रय ग्रंथ तेनी गुजराती टीका सपूर्ण.**

---

# જાહેર ખબર.



**અમારા તરફ નીચે લખેલાં પુસ્તકો તૈયાર છે.**

૧. સર્વે વખત (ભગવદ્ સેવા સુધાંત) ઉપયોગ થઈ સકે એટલા માટે બાંધણીમાં સુતરના દોરા અથવા બીજા અપવિત્ર પદાર્થનો ઉપયોગ કર્યો નથી તેવાં પુસ્તકો.

| | | |
|---|---|---|
| ૧. | આ શ્રીકૃષ્ણાશ્રય ગ્રંથની ટીકા દર પ્રતે. | ૦–૨–૦ |
| ૧. | વૈષ્ણવોના નિત્યનિયમના ૨૨ ગ્રંથ દર પ્રતે. | ૦–૨–૩ |
| ૧. | વલ્લભાખ્યાન તથા મુળ પુરૂષ પ્રથમ કીંમત રૂ૦–૨–૦ હતી તે ઘટાડીને. | ૦–૧–૦ |
| ૧. | શ્રી પુરષોતમ સહસ્ત્રનામ ટીકા સાથે પ્રથમ કીંમત રૂ૧–૮–૦ હતી તે ઘટાડીને. | ૧–૦–૦ |
| ૧. | દયારામકૃત નિતિભક્તિનાં પદોનો સંગ્રહ પ્રથમ જેની કીંમત રૂ૦–૮–૦ હતી તે ઘટાડીને. | ૦–૨–૦ |
| ૧. | મણિરત્નમાળા ટીકા સાથે પ્રથમ જેની કીંમત રૂ૧–૮–૦ હતી તે ઘટાડીને. | ૧–૦–૦ |

ટપાલખરચ વજનના પ્રમાણે જુદું પડશે, પ્રથમથી રોકડા પૈસા મોકલ્યા વગર મળશે નહીં.

**પુસ્તકો મળવાનાં ઠેકાંણાં-**

**મુંબાઈ**—બાહારકોટ ભુલેસ્વર નજીક ફીરંગીના દેવળ પાછળ હરગોવન દેસાઈની વાડીમાં વૈષ્ણવ ઠાકોરદાસ સુરદાસ પાસેથી.

**અમદાવાદ**—

૧ મામાની હવેલીમાં યુનાઇટેડ પ્રેસ કંપની લીમીટેડમાં.

૨ યુનિયન પ્રિન્ટિંગ પ્રેસમાં શા. ઘેલાભાઈ નરસિંહદાસ પાસેથી.